તમો ખુદરતને અશોઈથી નમનાંરા.

---

અશોઇનાં ખુદરત સ્પેન્તમેઇન્યુશ, મેહેરદાવર, દેહેદાદાર, પાહાદશાહાની દરગારાવ.

---

અખુદ આબાદી આવા અરદુઇશુર, ફરજંનદ રોજીનીં, વરધી આપની-રનિ દરગારાવ.

---

ખુશનુંમાં હવાની આબાદિ મેહેરદાવર શાહેબની દરગારાવ.

---

ખુદરતનું નુર નેરીયોશંગ અમરરોશની શાહેબની દરગારાવ.

---

ચાહાર હવાથી દીનદાવર શાહાનાં તનની આબાદી રાવ.

---

મેહેઆબાદ સાહાથી બુલંડ આશમાંન ધરથી શાહેબની દરગારાવ.

---

દુનીયાની આબાદિ અખુત ખઝાનાંથી ભરપુર આશમાંનનાં આંડ થંભ. પેદા કરનાર ખુદરત મેહેરદાવર દેહેદાદાર હોમ, અમર, પાહાદસાહાની દરગારાવ.

---

દુનીયાંની આબાદી ઉકઈયશ પાહાર પાંની પેદા કરનાર, આવાં અરદુ-ઇશુર ખુદરતની દરગારાવ.

---

રખતાખેજનાં વખતમે આશમાંન ધરથીની આબાદી ચાહાનાર, અશોઇનો ખુદરત આબાદ રાખનાર સાહેબનાં દરગારાવ.

---

મેહેઆબાદસાહાથી આશમાંને શોશીયોશ સાહેબની દરગારાવ.

---

શોશીયોશથી અશોઇનાં તારા અમશાશપંદો, સેહેનશાહાનીં દરગાહારાવ.

---

આ ફરજંનદાંન ફરજંનરોજી
ચારે દીશા અંમરને આબાદ
હજારો હજાર પરાધો સાલ આબાદ
એકીન એક રાખનાર આબાદ.

ચાર દીશાએ સવરે આંતે પશ્ચીમથી ફરીને ભનવું.

આ ફરજંનદાંન ફરજંનરોજી.

દાયા આહારે ખુદરત મેહેરદાવર દેહેદાદાર હોમ અંમર પાહાદસાહથી કુલે આલંમ આબાદ.

રોજ આબાદ, માંહાં આબાદ, સાલ આબાદ, તંનદરોશતી આબાદ.

એકીન નેકીની બરખત આબાદ.

શદ હજારાં હજાર આફરીંન આબાદ.

સાલો ખુબીવંનતાં હજારો પરઘો વરશ વેર આબાદ.

રોજ મુંબારક આબાદ.

માંહાં મુબારક આબાદ.

સાલ મુંબારક આબાદ.

ઉતંમરોજ ઉતંમ માંહાં ઉતંમ સાલ.

તુંએ બખશેયું છે. બીશીયાર બીશીયારં.

તુંથી કઉવત, તુંથી જોર, તુંથી આરાંમ, બીશીયાર સાલ.

હઈદેનોં હાર તુંને જાનુંચ, નંમુંચ હુ બંનદો પોતે માંનુંચ ઉપકાર.

તમો ઉતંમ માંએ ઉતંમ બાપ થી દુનીયાં આબાદ.

તંનદરશતી આબાદ, નેકી આબાદ ખુબી આબાદ એકીન આબાદ.

તું ખુદરત ઉપરનાં શરવે માંહાંન દુખો તલો ને થાઓ આબાદ.

નેરીયોશંગ અમરરોશનીથી અમશાશપંદોની મીજલશ આબાદ.

તેઓનીં તંનદરોશતી શાતે કાંમો આબાદ.

ધંનવાંન પુત્રવાંન આઇયુશ લંમબાંન લક્ષ્મીં રોજીની વરધી આબાંદાંન.

સ્પેનત મેઇન્યુશ મેહેરદાવર દેહેદાદાર હોમ અમર પાહાદસાહાં ખુદરત શાયઇનોં એક.

રાશતીરાશ મેહેઆબાદસાહા, દીનદાવર એક બેશક નેક આબાદાંન.

પાખદીન અરશરોશનીં દીનદાવરનીં.

નેક ધરંમ બુલંડ હવાનોં સ્પેનત મેઇનુંયુશ દેહદાદારનોં હોમ અમર પાહાદશાહાનોં.

**અંમર અશોઈ મેહેરદાવર, આંવાં અરદુઇશુરની.**
**અશોઇ હોએ તાં આબાદી કરનાંર તું શચઇનોં ખુદરત દેહેદાદાર પરાઘો સાલ આબાદ અશેમંવહુ ૯ અખંડ દુનીંયાં આબાદ, નેક દુવા આંમીન આમીન.**

અશેમ વહુ નંવ ૯ ભંનવાનીં લખી છે. એની શમજંન હેવી છે કે શંલજુકનીં નંવ ૯ હવાઓથી આશમાંન ધરથી પાહાર પાંની ઓરવર ઝાહાર ચંદ્ર શુરીય લીલંમ પરકાશં આતશ વીજલી શઉ નંવ ૯ હવાઓથી ઉતપંન થયું છે, નવ હવાઓ શુખી રહો.

## ત્રીસે રોજનાં નામ*

૧. પાક દાદધર દાદાર અહુરમજદ.
૨. બેહેતર બેહેમન અમેશાસપંદ.[1]
૩. અરદીબેહેશત અમેશાસપંદ.
૪. શેહેરેવર અમેશાસપંદ.
૫. અસપંદારમદ અમેશાસપંદ.
૬. ખોરદાદ અમેશાસપંદ.
૭. અમેરદાદ અમેશાસપંદ.
૮. રાસત દેપઆદર દાદાર.
૯. રોશન આદર ઇઅજદ.[2]
૧૦. પાક આવાં અરદુઇસુર.
૧૧. નુરમંદ ખોરશેદ ઇઅજદ.
૧૨. રોશન માહાબોખતાર મોહોર ઇઅજદ.
૧૩. નુરમંદ તેશતર તીર ઇઅજદ.[3]
૧૪. ફતેહમંદ ગાવ ગોશ ઇઅજદ.
૧૫. રાસત દેપઆદર દાદાર.
૧૬. મેહેર ફરાગઃઓદ દાવરે રાસત ઇઅજદ.
૧૭. પુર જોરાવર સરોશ ઇઅજદ.
૧૮. રશને રાસત ઇઅજદ.
૧૯ ફરરોખ ફરવરદીન ઇઅજદ.
૨૦. ફતેહમંદ બેહેરાંમ ઇઅજદ.
૨૧. રાંમનોખાસતરહે મીનોરાંમ ઇઅજદ.
૨૨. ગાવ ગોવાદ ઇઅજદ.
૨૩. રાસત દેપ દીન દાદાર.
૨૪. બેહેતર રાસત વ દરૂસત દીન ઇઅજદ.
૨૫. બુલંદ મીનો અરશશંગ ઇઅજદ.
૨૬. ફતેહમંદ આશતાદ ઇઅજદ.
૨૭. મીનો આસમાન ઇઅજદ.
૨૮. ખોરહેમંદ જમીઆદ ઇઅજદ.
૨૯. મીનો મારેસપંદ.
૩૦. મીનો અનેરાંન.

બીજા ત્રણુ ઇઅજદોનાં નામ.
બરજો, હોમ અને દહમ.

---

૧. અમ્મર, અથવા અમર્ગ ૨. માન આપવા, યાદ અથવા સ્તુતી કરવા લાયક.
૩. જરથોસ્તી ધર્મ ફરમાન પ્રમાણે મોબેદો એવું જણાવે છે કે **તીર રોજને** દિવસે બીજા ત્રણ ફરેસ્તાઓ જેવા કે "**વનનત, હફતરંગ, અને શતવેશ**"ની આરાધનાં કરવામાં આવે છે, અને એ ત્રણ ઇઅજદો '**નુરમંદ તેશતર તીર**'નાં સાથી છે.

આએ ચોપરીમે તીર રોજનાં ચાર ફીરેશતા કોન કેવાએ છે. અગ્રેમેનીયુંની હવાથી એ હવા તારાઓઓ છે.

## ચાલુ વખતનાં અમેશાસપંદો ' અને ' હમકાર ઇઅજદો ' નાંમો.

| | |
|---|---|
| **અહુરમજદ—** | દેપઆદર, દેપમેહેર, દેપદીન. |
| **બેહેમન—** | મોહોર, ગોશ, રાંમ. |
| **અર્દીબેહેશત—** | આદર, સરોશ, બેહેરામ. |
| **શેહેરેવર—** | ખુર, મેહેર, આસમાન, અનેરાંન. |
| **અસ્પંદારમદ—** | આવાં, દીન, અરશશંગ, મારેસ્પંદ. |
| **ખોરદાદ—** | તીર, ફરવરદીન, ગોવાદ. |
| **અમેરદાદ—** | રશ્ને, આસ્તાદ, જમ્યાદ. |

' **હમકાર** ' **ઇઅજદો** તે **અમેશાસપંદો**નાં મદદગાર ઇઆને દરેક કાંમમાં મદદનાં કરનાર ઇઅજદો.

## "બારે માહાનાં નામ."

| | | | | |
|---|---|---|---|---|
| ૧. ફરરોખ ફરવરદીન. | ... | ૫. અમ્મર અમેરદાદ. | ... | ૯. રોશન આદર. |
| ૨. નુરમંદ અરદીબેહેશત. | ... | ૬. શેહેરેવર અમેશાસપંદ. | ... | ૧૦. દએ દાદાર. |
| ૩. પાક ખોરદાદ. | ... | ૭. ફતેહમંદ મેહેર. | ... | ૧૧. અક્કલેપુર બેહેમન. |
| ૪. તેશતર તીર. | ... | ૮. પાક આવાં અરદુઈસર. | ... | ૧૨. બુલંદ અસપંદારમદ. |

## "ચાલુ વખતમાં હમા ઇઅશતનાં બાર ફરેસતાનાં નામ."

| | | | | |
|---|---|---|---|---|
| ૧. અહુરમજદ. | ... | ૫. આદર. | ... | ૯. ખોરદાદ. |
| ૨. તેશતર. | ... | ૬. આવાં. | ... | ૧૦. અમેરદાદ. |
| ૩. ખુરશેદ. | ... | ૭. અસપંદારમદ. | ... | ૧૧. સરોશ. |
| ૪. મોહોર. | ... | ૮. ગોવાદ. | ... | ૧૨. ફરવરદીન. |

## "બારે માહાનાં જશનોની બીનાં"

### માહા ૧ લો ફરરોખ ફરવરદીન.

રોજ ૧ લો દાદાર અહુરમજદ—નવરોજનું જશન (બામદાદનાં વખતમાં).

રોજ ૩ જો અરદી બેહેશત—રપીથવનનું જશન. રપીથવન ઇજવાનો દીવસ.

રોજ ૬ થો ખોરદાદ—ખોરદાદ સાલનું જશન (બામદાદમાં).

રોજ ૧૯ મો ફરરોખ ફરવરદીન—ફરવર દેગાનનું જશન.

### માહા ૨ જો ખુરમંદ અરદીબેહેશત અમેશાસપંદ.

રોજ ૩ જો અરદીબેહેશત—અરદીબેહેશતગાંનનું જશન.

રોજ ૧૧ મો ખોરશેદથી તે રોજ ૧૫ મો દેપમેહેર સુધી દીન પાંચ મઍદયોજરેમ ગાહંબારનાં જશનો.

"માહા ૩ જો ખોરદાદ અમેશાસપંદ."

રોજ ૬ થો ખોરદાદે—ખોરદાદ ગાંનનું જશન.

"માહા ૪ થો તેશતર તીર."

રોજ ૧૧ મો ખોરશેદથી તે રોજ ૧૫ મો દેપમેહેર સુધી દીન પાંચ મએદયોશમ ગાહંબારનાં જશનો.

રોજ ૧૩ મો તીરે—તીરગાંનનું જશન.

"માહા ૫ મો અમેરદાદ અમેશાસપંદ"

રોજ ૭ મો અમેરદાદે—અમેરદાદ ગાંનનું જશન.

"માહા ૬ થો શેહેરેવર અમેશાસપંદ."

રોજ ૪ થો શેહેરેવરે—શેહેરેવરગાનનું જશન.

રોજ ૨૬ મો આશતાદથી તે રોજ ૩૦ મો અનેરાંન સુધી દીન પાંચ પયતેશહેમ ગાહંબારનાં જશનો.

"માહા ૭ મો ફ્તેહમંદ મેહેર ઈઅજદ."

રોજ ૧૬ મો મેહેર—મેહેરગાંનનું જશન,

રોજ ૨૬ મો આશતાદથી રોજ ૩૦ મો અનેરાંન સુધી દીન પાંચ અયાથરેય ગાહં-બારનાં જશનો.

"માહા ૮ મો પાક આવાં અરદુઈસુર."

રોજ ૧૦ મો આવાં—આવાં ગાંનનું જશન.

"માહા ૯ મો રોશન આદર ઇઅજદ."

રોજ ૯ મો આદર—આદરગાંનનું જશન.

રોજ ૧૯ મો ફરવરદીન—ફરવરદેગાંનનું જશન[1]

રોજ ૨૩ મો આશતાદ—જશને શદેહ પેહેલાં આતશ પ્રગટ થયો. ગેતી દુનીયામે.

"માહા ૧૦ મો દએ દાદાર."

રોજ ૧ લો દાદાર અહુરમજદ—દએગાંનનું જશન પેહેલું.

રોજ ૮ મો દેપ આદર દાદાર—દએગાંનનું જશન બીજું.

રોજ ૧૧ મો ખોરશેદ—પાયગંબર અશો જરથોશતનો દીસો (ગુજરવાનો દહાડો.)

---

૧. બુલંદ માજદીઅસની દીનમાં એવું જાહેર છે કે જે કોઇ આસામી ગુજરે અને તેનો દીવસ જો નહિ માલમ પડે તો તેની બાજ આદર મહીનો ને ફરવરદીન રોજ કરે.

રોજ ૧૫ મો દેપ મેહેર દાદાર—દએગાંનું ત્રિજું જશન.

રોજ ૧૬ મો મેહેરથી તે રોજ ૨૦ મો બેહેરાંમ સુધી દીન પાંચ સુધી મએદયારેમ ગાહંબારનાં જશનો.

---

## "માહા ૧૧ મો બુલંદ બેહેમન અમેશાસપ."

રોજ ૨ જો. બુલંદ બેહેમન અમેશાસપંદ—બેહેમનગાંનનું જશન.

---

## "માહા ૧૨ મો અસપંદારમદ અમેશાસપંદ."

રોજ ૫ મો અસપંદારમદ—"જશને રોકકએ કજદુમ," એટલે એ દીને કાગજપર પહેલવીમાં નીરંગ લખીને દરવાજે ચોંહોંટાડે છે.

રોજ ૬ થો ખોરદાદ—અવરદાદ સાલનું જશન.

રોજ ૧૯ મો ફરવદીન—અશો ફરોહરનું જશન.

રોજ ૨૬ મો આશતાદથી દીન દશ સુધી મુખતારનાં પવિત્ર દિવસો શરૂ.

રોજ ૨૯ મો મીનો મારેસફંદ—મીનો મારેસફંદનું જશન.

---

ઉપલાં જશનો મધે શેહેર ઈરાંનમાં આગલા વખતમાં મેહેરગાંન, આવાંગાન, અને આદરગાંન એ ત્રણ જશનો વખણાયલાં છે.

---

જાણવું જે અસપંદારમદ માહ તમામ થયા પછી દીન ૫) હમસપથેદેમ ગાહંબાર તથા ગાથાનાં છે

ઉપર લખેલાં જશનો તથા ગાહંબારોને દાહાડે તથા ગુજરેલાં રવાંનોનાં દીસા તથા મુખતારને ૧૦) દહાડાઓપર વંદીદાદ ઇઅજશને કરાવવી તથા દરૂન ઈજાવવા, તથા આજ મીઅજદ આફરગાંન તથા ફરવશી, સતુમ (ખાણાંપર) પઢવું તથા પઢાવવું સજાવાર છે,

---

બીજું જશન, '**જશને જમશેદી નોરેજ**'નું કરવામાં આવતું હતું. (હાલ પણ એ જશન આપણા લોકમાં ચાલુછે ) એ જશનને કુદરતી વર્ષ શરૂ થવાનું વસંત રૂતુનાં શરૂ થવાનાં વખતે કરવામાં આવતું. જશન, એવે નામે ઓળખતા એ બેસતુ સાલમાં ખુદરત રોજી વેચે છે,

પાદશાહ જમશેદ ગાદીનશીન થયો તે દિવસ ફરવરદીન મહીનો ને અહુરમજદ રોજ હતો, તે દિવસે નવું વર્ષ શરૂ કરી એ જશનની શરૂઆત કરી હતી. પણ ઉપલે દિવસે એ જશન નથી પરંતુ તેનું કારણ એ છે કે આપણી હકુમત હતી ત્યાં સુધી આફતાબની ચાલતાં કશરનાં વખતને ગણત્રિમાં લેતા હતા તે ચાલ આપણા ટોલામાંથી પાછલથી નીકલી જવાને લીધે એ ફરક થયો છે. આફતાબી ચાલ આને સુરજ પોતાનું વરસ દહાડાનું ફરવું બારે રાશીમાં બરોબર ૩૬૫ દહાડા. પાંચ કલાક, ૪૮ મીનીટ, ૪૫ સેકંડે પુરૂ કરી રહે છે. અને મેષ રાશીમાંથી નીકલેલો બારે રાશી પુરી કરી પાછો મેષ રાશીમાં આવતાં

તેને ઉપર જણાવ્યા મુજબ વખત થાય છે. જેને આફતાબી વરસ કહે છે. પણ આપણા રોજ માહાની ગણત્રિ પ્રમાણે દર માસનાં ત્રિસ રોજ લેખે ૩૬૦ દિવસ થાય છે, અને તેમાં ગાથાનાં પાંચ દિવસો ઉમેરતાં ૩૬૫ નું વરસ આપણે ઘણાંએક વરસોથી ગણતાં આવ્યાં છીએ. તેથી દર વરસે પાંચ કલાંક ૪૮ મીનીટ તથા ૪૫ સેકંડની કસર ગણત્રિમાં નહિં લેવાથી કેટલીક મુદતનો ફેર પડયો છે. પારસીઓની પાદશાહીનાં વખતમાં દર ૧૨૦) વર્ષે કબીસો યાને એક એક માસ વધુ લેતા, પણ છેલ્લો પાદશાહ યજદેજરદ આરબ લોકોનાં હાથપર માર્યો ગયાબાદ તેઓ લા ઈલાજ થયા, અને હિંદુસ્થાન આવ્યા પછીથી એ ચાલ તેઓમાંથી બંધ થયો છે.

હવે જમશેદી નરોજથી રોજ માહ ૩૧ દીવસ ગનો દર મહીને કબી શોક કરવો નહી પરશે.

---

## "પાંચે ગાથાનાં નામ."

| | અવસતામાં. | | ગુજરાતી. | | ઇંગ્રેજી. |
|---|---|---|---|---|---|
| ૧ | અહોનુંઅદ. | ... | ભલાં મનની અક્કલ. | ... | Wishdom |
| ૨ | ઓશતુઅદ. | ... | ઉત્તમ સુખ અમ્મરસુખ | ... | Bliss. |
| ૩ | સપેંતોમદ. | ... | ભલી મીનોઇ. | ... | Spirit. |
| ૪ | વોહુખશથર. | ... | ભલી પાદશાહી સત્તા | ... | Po Wer. |
| ૫ | વહેશતોએશત. | ... | સર્વોતમ મોરાદ. | ... | Divin Will |

---

## "છ ગાહંબારનાં નાંમ."

| | અવસતામાં. | | ગુજરાતી અર્થ | | પાક દાદારે એ અરસામાં પેદા કરેલી ચીજો. |
|---|---|---|---|---|---|
| ૧ | મએદયોજરેમ. | ... | ભર વસંત રૂતુનો વખત. | ... | આસમાન. |
| ૨ | મએદયોશેમ. | ... | ભર ઉનાળાનો વખત. | ... | પાણી. |
| ૩ | પએતેશહમ. | ... | અનાજની વાવણીનો વખત. | ... | જમીન. |
| ૪ | અયાથરેમ. | ... | અનાજની કાપણીનો વખત. | ... | ઝાડપાન |
| ૫ | મએદગારેમ. | ... | વરસાદનો તથા ધંધા રોજગારથી ફરસુદનો વખત. | ... | જાનવરો. |
| ૬ | હમસપથમએદેમ. | ... | વર્ષને પુરૂ થવાનો તથા રાત દહાડો સરખો થવાનો વખત. | ... | માણસો. |

## 'શુદરેહ'

બુલંદ બેહેતર રાશતીરાશ દીનની નીસાની શુદરેહ અને કુસ્તી છે કે જેથી આપણે જરથોસ્તી તરીકે ઓળખાઇએ છીએ.

શુદરેહ શબ્દનો અર્થ એકથી અનેક થાય છે (૧) ફાયદા ભરેલી તથા સુધરેલી

રાહ; (૨) જશનને લગતો માર્ગ; (૩) ખુસીનો મરતબો; (૪) મોટાઇની રસમ. શુદરેહ **શબ્દ** ફારસી ભાષામાંથી નીકળેલો છે. ફારસીમાં **'શુદ+રાહ'** **'ખરો+માર્ગ'** ઉપરથી શુદરેહ શબ્દ થયો છે. શુદરેહનો અર્થ ફાયદા ભરેલી અને સારો માર્ગ દેખાડનારી દીનને લગતું કપડું એવો થાય છે કે જેનાં દરેક **'કટકે'** ને **'સાંધે'** સમાયલી ભેદી નશીઅતો પ્રમાણે ચાલનારાઓને ઉમદા ફાયદા છે.

આગલી કેતાબોથી એવું જણાયલું છે શુદરેહ ફક્ત સફેદ કપડાંનોજ હોવો જોઇએ, કારણ, સફેદ પોશાક પવિત્રાઈ, અશોઇ સફાઈ તથા તનદરોસ્તી જાળવનારી નીશાની છે. જેમ સફેદ કપડાંપરનો ડાગ જણાઇ આવે છે તેમ શુદરેહ પહેરનારની 'કેરદાર' એવી પ્રકારની હોવી જોઇએ કે એક પણ ખોટો વીચાર આવતાં તે માલમ પડી આવે તેથી આપણાં ધર્મનું ફરમાન બુલંદ બેહેતર જરથોસ્તી દીન કબુલ રાખનારે સફેદ પોશાકનું પહેરવાનુંછે.

શુદરેહ ઉપર ગીરેબાંનની નીસાની મુકેલી છે તેને **"કીસ–એ–કેરફે"** ( સવાબની કોઠલી ) અને પાજંદ તથા પેહેલવીમાં **'ગેરેબાંન'** કહે છે. એનો અર્થ **'ઇમાન'** અથવા **'અએતેકાદ'** એવો થાય છે. તે ઉપરથી એ શુદરેહ પહેરનારને **'સાહેબે અએતેકાદ'** કહેલો છે.

---

## કુસ્તી.

ફારસી ઝુબાનમાં **'કુશ્તી'** અવસતામાં **'અએવી અંઘહન'** અને પેહેલવીમાં **'કુશ્તી કહે છે'**

**'કુશ્તી શબ્દનો અર્થ'** એવો થાય છે કે ખુદાવંદની બંદગી અને દીનની ફરમાબરદારીનો કમ્મરબંધ. રેહેમી દાદારને યાદ કરનાર આસામી પોતાની કમ્મર તેથી બાંધી રાખેછે.

**'સદદરે નજમ'** નામની કેતાબથી એવું જણાયલું છે કે જેમ કોઈ આસામી કંઈ કામ કરવા સારૂ તત્પર રહે છે, તેમ એક ભલો જરથોસ્તી કમ્મરપર કુસ્તીનો કમ્મરબંધ બાંધી યજદાંની આરાધના કરવા તૈયાર થઇ કમ્મર બાંધી રાખે છે. જે દીનથી કમ્મરમર કુસ્તી રાખવામાં આવે છે, તે દીનથી દરેક જરથોશ્તી યજદાંની રાહપર ચાલવાને કમ્મર બાંધી તૈયાર રહે છે. જરથોસ્તી ફરમાન, અને બુલંદ દીનને ખાતર ગોયા તન, મન, અને ધન, અને આત્મા વટીક ફીદા કરવાને તૈયાર છે. પન કુશતી ઝાહારનાં રૂઉ ઉગેલાં શુતરછે. જોઇએ **'કુશ્તીનાં બે પડ અને વચ્ચેથી પોકલ છે'** તે બે પડ આસ્માન અને જમીનની ગવાહી આપે છે અને જમીન વચ્ચેનો ખુલ્લો માર્ગ બતાવે છે. અને કુસ્તી બાંધનાર આસામી આસ્માન જમીન વચ્ચેની ચીજોને પાક અને ખુશાલ કીધા બરોબર સવાલ હાંસેલ કરે છે.

**'કુશ્તી ઉથલાવ્યાનું કારણ'**—ઇનિશાન જન્મે છે અને ગુજર પામે છે તે નિસાની બતાવે છે. યાને દરેક આસામીએ ધ્યાંન રાખવું જોઇએ કે આપણે આ દુનિયાનાં બાગમાં ફક્ત આપણું તકદીર લઈ આવ્યાં છૈએ અને નેકી ભર્યાં હાથ ભલાઇનો દડો જીતી એક દીન આ ફાંની જેહાંનથી કુચ કરી જવું છે તો પોતા પાછળ નેકીનું નામ જાબજા જળવાઈ રહે એવું નેક પગલું ભરવું.

જેમ કુશ્તી વણતાં એકબી તાર જો આડો આવ્યો હોય તો તે કુસ્તી બરોબર ઉથલાવાતી નથી તે મુજબ ઇનિશાનનો એક પણ ખોટો વિચાર તેની જીંદગીની આખી કારકીર્દીપર અસર કરી શકે છે.

'**કુશ્તીનાં ત્રણ આંટા**' કમ્મરપર બાંધ્યે છીએ તે હુમત, હુખ્ત, અને હુવર્સત, એ ત્રણ બોલોની સાબેતી આપે છે. યાને કુશ્તી બાંધનાર શખ્સ હમેશાં સારૂ વમાસનાર સારૂં બોલનાર, અને સારૂં કામ કરનાર, અને હમેશાં તે ઉપર મજબુત અએતેકાદ રાખનાર છે, એવી નિશાની બતાવે છે.

કુશ્તીનો પહેલો આંટો કમ્મરપર વિટાલતાં હુમત કરી મનમાં વમાસવું જોઇએ, એમાં ત્રણ બાબદો સમાયલી છે. (૧) ખુદાવંદની આરાધના કરવા સિવાય બીજો કોઇ પણ વિચાર મનમાં નહિ રાખવો. (૨) ધર્મનાં કામમાં જાની દોસ્ત મેલવ્યો.

(૩) દાદારની પેદાયસને માન આપી બચાવ કરવો.

'**બીજો આંટો**' લપેટતાં 'હુખ્ત' કરી વમાસવું. એમાં પણ ત્રણ બાબદનો ભરમ સમાયલો છે. (૧) ભલી દયાનત નેક નયત રાખવી. (૨) સારી અકલ આપનાર દોસ્ત સાથે સંબંધ રાખવો. (૩) પોતાનો દરજ્જો જાળવવો. '**ત્રીજો આંટો**' વિટાલતાં હુવરસ્ત બોલવું, એમાં પણ ત્રણ બાબદો સમાયલી છે. (૧) ખુદાવંદને રાજી કરવો. (૨) નેક વિચારવાળો અને ધર્મ બાબદ ચાહનાર દોસ્ત કરવો. (૩) કોઇને પણ નુકશાન નહિ કરવું.

'**કુશ્તીનાં ચાર ગાંઠ વાળવાનું કારણ**'—ઇનશાન માત્રનાં દીલમાં ચાર ચીજ દાદારે પેદા કરી છે; આતશ, પાણી, પવન, અને ખાક એ ચાર ચીજથી ઇનશાનની કાયા બનેલી છે, જે ચાર ગાંઠ સાથે સંબંધ ધરાવે છે, યાને બસ્તેકુસ્તીઆનોએ એ ચાર તત્વોને સમતોલ જાળવી રાખવાં જોઇએ, જેથી તનદરોસ્તી જળવાય અને તત્વોને ખુશી રાખવા બરોબર સવાબ મળે. કુસ્તીનાં આગળા બે ગાંઠમાંનો '**એક**' વાળતા બાંધનાર એવું વિચારે છે કે દાદારની બનાવેલી જમીન અને આસમાનની એકાંતગી કબુલ રાખુંચ કેમકે દેખાવે હસ્તીઓ જુદી છે છતાં તેઓ એકજ છે. '**બીજો ગાંઠ**' વાળતાં એવું વમાસે છે કે દાદારનો મોકલેલો રાસ્ત પયગંબર જરથુસ્ત ખરો છે, એ હું કબુલ રાખું છું, અને આ દુનિયામાં ચાલવાને થકી મારે માટે તેને જે રસ્તો બતાવ્યો છે તેજ ખરોછે.

'**પાછલો પહેલો ગાંઠ**' વાળતાં બાંધનાર એવું વિચારે છે કે જે કંઇ બુલંદ રાશતીરાસ દીનમાં જણાવ્યું છે તે હક વાજબી અને નેક છે. જે પ્રમાણે હું ચાલવા બંધાયો છું.

'**પાછલો બીજો ગાંઠ**' વાળતાં એવું ધારે છે કે આ ખાકી દુનિયામાં મારીથી બનતી મદદ મારાં હમદીનોને અને બીજાઓને કરૂં તથા તેઓનાં સુખ દુઃખમાં હું મોટો ભાગ રાખું, અને ધર્મનાં ફરમાનો બતાવું.

'**શુદરેહ વગર કુશ્તી બાંધવી**' તે ગોયા હથીયાર વગર લડાઇમાં ઉતરવા બરોબર છે.

'**કુશ્તી કયાં અને કોની સનમુખ કરવી જોઇએ.**' દીવસે 'ખુરશેદ' શનમુખ, રાતનાં ચંદ્રમાં, આતશ, ચેરાઘ (દીવો) યા દક્ષીણ દીશા તરફ કરવી જોઇએ.

**'કુશ્તી કરનાર અથવા પઢનાર આસામીની આગળથી ચાલી જવાય નહિ.** કેમકે કોઈબી આસામી જો કંઈ પણ કેબલા સનમુખ કુસ્તી કરતો હોય. યા ફરજીઆત બંદગી ગુજારતો હોય તો તે વખતે બીજા આસામીએ તેની વચ્ચેથી જવું રવા નથી.

**' શુદરેહપર કુશ્તીનું ફરમાન કયારથી છે '** કેટલાકો વિચારે છે કે પયગંબર જરથુશ્તનાં વખતથી છે, પણ **' દાદસ્તાને દીની '** **'સદદરેનજમ અને નસર'** કેતાબો-માં જણાવ્યા મુજબ, શદરેહ કુસ્તી છેક પાદશાહ જમશેદનાં વખતથી ચાલું છે.

## ' નવજોત '

અસલ વખતથીજ આ જેહાંનમાં બે માર્ગો સ્થપાયલા છે. એક જાહેર અને બીજો બાતેન. જાહેર માર્ગમાં ખાકી ઇનશાનો સંસારમાં રહી બની આવે તેટલું કેળવણી, જ્ઞાન નીતિ, સદગુણ વિગેરે અખત્યાર કરે છે, અને બાતેન માર્ગમાં અશોઈનાં ઘણાજ સખ્ત કાયદા પાળી જેઓ કુદરતનાં ભેદો પામવાની કોશેષ કરે છે તેઓ દાખલ થઇ શકે છે. પાક બુલંદ રાશતીરાશ દીનનો પાયો અશોઇપર રચાયલો છે, જયારે ખાકી ઈનસાન આ ફાની જેહાંનમાં પેદા થઇ સાત વર્ષની વયે પુગે છે ત્યારે અશોઇના માર્ગમાં દાખલ થવા માટે આપણી દીનમાં **'શુદરેહ'** પેહેરાવ્યામાં આવે છે. સાત વર્ષની વયે તે બાલક પોતાની કરણી, વિચાર વાચા કર્મ માટે જવાબદાર થાય છે, ત્યાં સુધી તેનાં વાલીઓ તેની કેળવણી માટે જવાબદાર હોય છે એટલા માટે જરથોસ્તી ધર્મમાં સાતમે વરસે દરેક બાળકને દીનમાં લેવામાં આવે છે, જે વખ્તની ક્રિયા **'નવજોત'** ને નામે ઓલખાય છે, **' નવજોત '** શબ્દ ફારસી ભાષાનો છે, ફારસીમાં નવ+જાદ=નવો+જન્મ, એવો થાય છે, યાને શુદરેહ પેહેરનાર બાળકે જો કે અત્યાર આગમચનો આ ખાકી જેહાંનમાં જન્મ લીધો છે, પણ પોતાની દીનમાં તે પોતાની નવજોતની ક્રિયા થવા બાદ દાખલ થાય છે. એ ઉપરથી સમજાય છે કે નવજોત એ મીનો માર્ગમાં દાખલ થવાનું પેહેલું પગથીયું છે. નવજોતની ક્રિયા કંઇ દોસ્ત, આસનાવો અને લાગતાવળગતાઓને બોલાવીને ખાનું આ-પવા બાબદની નથી, છતાં તે હાલ તેવીજ પ્રકારની થઇ પડી છે. ખરૂં જોતાં કુદરતનો કાયદો એવો છે કે જેવું એક આસામી અશોઈનાં માર્ગમાં દાખલ થયું કે, દુષ્ટ ધનામી-નોથી ઉત્પન્ન થયલી અનદીઠ શીહાં શકિતઓ, જાદુઈ અને દરૂજી તેનીપર પોતાનાં નાપાક લશ્કર સાથે હુમલો લાવે છે. અને તેને તે (અશોઇનાં) માર્ગપરથી પાછો હઠાવ્યાને હમેશાં કોશેષ કરે છે, જેઓ મોટી ઉમરે પુગે છે, અને ધર્મજ્ઞાનથી માહીતગાર થાય છે, તેઓજ ફકત તે બાબે જાણીતા હોય છે.

એટલા માટે એ માર્ગમાં દાખલ થતાં વારજ પાક અવસ્તાના રાશતીદીનનાં પવિત્ર કલામો તે બાળકને તેનો પોતાનો બચાવ કરવા માટે શીખવવામાં આવે છે.

## " બાળકને શુદરેહ પેહેરાવે છે તેની બીના "

જેને શુદરેહ પેહેરાવીએ તેને દરેમેહેરમાં લઈ જાય અને મોબેદ જુબનો ઘણી હોય તે જેની નવજોત કરવી હોય તેને નીરંગ દીન પાય પછી નવસો નવાડે ત્યાર પછી તેને

ઈજાર પેહેરાવે તથા માંથા ઉપર ટોપી પેહેરાવે અને જ્યાં નવજોત કરે તે જગો ઉગમણે મોહોડે બેસાડીને શુદરેહનું પઢાન કરાવીને પતેત કરે. પતેત કરી રહ્યા પછી તેને ઉભો રાખીને શુદરેહ હાથમાં ધરીને **"બનાંમે યજદે બક્ષાયનદેહ બક્ષાયેશગરે મેહેરબાન"** પઢી તેને દીનનો કલમો પઢાવે. "સ્જેશતયાઓ ચેસતયાઓ મજદદાતયાઓ અષઓનયાઓ દએનયાઓ વંઘહુયાઓં રાશતીરાશ દીન બેહેરાસત વ દરૂસત કે ખુદા બખલક ફીરે સતા-દેહ ઇન હસત કે જરતુસ્ત આવોરદેહ અસત દીન દીને જરતુસ્તદીને અહુરમજદ દાદ જર-તુસ્ત અષઓને અશેમ વોહુ (૧)" ત્યાં લગી પઢાવીને પછી **"યથા અહુ વઐરયો (૧)"** પઢતાં તેનો જમણો હાથ અને પછી ડાબો હાથ શુદરેહની બાહેમાં ઘાલીએ અને **"ષયઓથનનાંમ"** પઢતાં માંથામાંથી પેહેરાવીએ કુસ્તી પોતે ધરીને પોતાના હાથ જેને શુદરેહ પેહેરાવે તેની પાસે પોંચા કનેથી ધરાવીને પેહેલાં પોતે અહુરમજદ યશત પ્રથમ શરૂ કરે તે "વીદવાઓ મરોતુ પેરેસદ જરતુસ્તરો અહુરેમ મજદામ" સુધી પઢે પછી પેલા છોકરાની સાથે પઢે. "અહુરમજદ ખોદાએ અહેરેમન અવદશાંન" કુસ્તીની નીરંગ તમામ પઢીને સાથે પઢાવે અને કુસ્તી દરૂશત કરાવે. "જસ મે અવંઘહે મજદથી તે આ-શતુએતેશ અશેમ વોહુ (૧)" લગી પઢે પછી બંને જણ બેશી આખી હુશબાંમ પઢી રહ્યા પછી ઉભો થઇને આગળ ફરોલ નારીઅલની હોય તે લઇને પેલાના માંથા ઉપર મુકતાં મુકતાં તનદરોસ્તી તેને નાંમે પઢે ત્યારે પછી તે બાળક હમાજોર લીએ.

---

## બુલંદ રાશતીરાશ દીનમાં બંદગીનાં કાયદા અને ફરજો.

ઇનશાન માત્રનું જીવવું તે બંદગીએજ વધુ બેહેતર ગણાય છે. '**બંદગી**' બોલનો અર્થ '**સેતાએશ**' યા '**ફરજ**' અથવા આ દુનીયામાં પાક ખુદાવંદની તાબે-દારી તથા તેનાં ફરમાનો પ્રમાણે દરેક ઇનશાનેએ ચાલવું અને તે '**રેહેમી દાદાર**' ની સ્તુતી અને સેતાએશ કરવી."

જ્યારે તે ઇનસાફી દાવરે આપણ ખાકી બંદાઓને જે કીમતી બેટો અને બેમુલી બક્ષેસો આપી છે. અને તે મહાજ્ઞાની તરફના દરેક ગેબી મદદો ખાકી હસ્તી ધરાવનાર મેલવી શકે છે, તો 'તેઓની' ખુદ ફરજ છે, કે પોતાના પેદા કરનાર, શકિતનાં ભં-ડાર, જમાઓનાં સરદાર, હમેશગીનાં શેહેનશાહ, મીનોઈ હસ્તીનાં સાહેબ, અને અનંત ખુદાવંદની બંદગીમાં દર શરૂ થતી ગેહનાં ખુશ વખતમાં મશગુલ થઇ તે પાક દાદારની બેમુલી નવાજેશ માટે સર નમાવી બંદગી કરવી.

જ્યારે બી આપણે પાક ખુદાવંદની બંદગી અથવા સેતાએશ કરવાની ખાયસ રાખે તો પ્રથમ સરવેરથી તંન પાક કરવું (હાલ ઘણાકો ફકત હાથ મોહોડું ધોઇનેજ ફરજી-આત બંદગી ગુજારે છે) અને સ્વચ્છ કપડાં પહેરી, આતશ પાદશાહ આતશ આદરાંન, દરેમેહેર વિગેરે પાક મકાંનમાં (યા તો એકાંત અને પાક જગયાએ, સાફ કપડું પાથરી) ગુડણ મડીએ પડી પાક દાદાર વિષે મનમાં વિચાર રાખી દોઆ માંગતા હોઇએ એવી પ્ર-કારે ગંભીરતા, પવિત્રતા, શાંત જીવ, માયાળુ લાગણી, અને પેદા કરનાર તરફ વફાદારી, ખરી દીલસોજી અને તેની તમામ પેદાયસો અને બેમુલી બક્ષેસો માટે સુકરગુજારી અને અદબથી કલમો, શુદ્ધ ઉચ્ચારે, બુલંદ અને શીરીન અવાજે પુરતી ગંભીરતાથી પઢવા.

## રવાંન આગળ આતશ રોશન રાખવાની જરૂર.

વંદીદાદની ૮ મી પરગરદનાં ૬૯) અને ૮૦) માં ફકરામાં જણાવેલું છે કે "જે ઘરમાં રવાંન થયું હોય ત્યાં તુરત આતશ રોશન કરવો. યાને જ્યાં આદમી ગુજર્યું હોય ત્યાં સારી ખુશબોદાર ચીજ જેવી કે '**એરવાસન**' (સુખડ).

મરણ વખતે તુરત આતશ રોશન કરી સારી ખુશબોઈ બાલવાથી ફાયદો છે. કેમકે કેટલાંએક દર્દીઓ એવાં કઢંગા અને ખરાબ દર્દથી બીમાર થઈ મરણ પામે છે કે તેવાં દર્દોની હવા બીજાં હયાત આસામીઓનાં દમમાં આવવાથી ઝેરી હવા ઉત્પન્ન થવાનો સંભવ રહે છે. કારણ ગુજરનાર આસામીનાં કાલબુદમાંથી તેનો જીવ ગયા બાદ ઝેરી હવા બાહાર ફેલાય છે, જેથી આતશ બુરી હવાને નાબુદ કરી સ્વચ્છ હવાનો ફેલાવો કરે છે. આજ-કાલ વૈદક શાસ્ત્રમાં ફરમાવવામાં આવે છે કે આતશપર ખુશબો બાળવાથી આતશી જોત ઝેરી હવાનો નાશ કરે છે, યાને હવા સ્વચ્છ થાય છે. પણ આપણી બુલંદ રાશતીરાશ દીનમાં એ ફરમાન હઝારો વર્ષથી જારી છે જે બાબે દાનેશમંદ ધર્મી જરથોસ્તી અજાણ્યાં નથી. એ ફરમાનને લગતો અવસ્તાનો ફકરો નીચે મુજબ છે.

---

## રવાંનપર ઘેહેસારી અવલમજંલ પોંહોંચાડવાની ક્રિયા.

રવાંન ઘરમાંથી લઇ જતી વેળા નસસાલારો જુનાં કપડાં[1] પેહેરી હાથે પેવંદ કરી તે ગુજરનારનાં કશની જગા આગળ **ત્રણ** કદમ દુર રહી, **'સરોશ બાજ અસ્ત વહી-તીશ અશહે**' સુધી પઢે, ત્યારબાદ એક આથોરનાનની જોડ ગોસલ કરી સાફ કપડાં પેહેરી પવિત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી, પેવંદ વળગી, ઘેહેસારણું પઢવું શરૂ કરે, અને ઘેહેસારણું પુરૂં થવા બાદ નસાસાલારો પેલાં રવાનને સગદીદ કરાવે, ત્યાર પછી રવાંનને બાહાર લાવીને બીજા ખાંધીઆઓ પેવંદ કરી બાજ લઈ બાહાર ઉભા હોય છે તે સાથે હમાજોર થઇ, રવાંનનું મોહોડું આગલી તરફ રાખી દોખમે[2] લઇ જાય છે ત્યાં રવાંનને મેલે છે કે જેથી માસ ખાનાર પક્ષીઓ તેની ચાસણી કરે. (એ નહી કરવું વીજલીથી અગની દા કરવું શારૂં છે.)

---

## ગુજરનાર આસામીની પાયદશ જવાની બીના.

કોઇપણ આસામી ગુજરે તેની પાયદશે જવાની હયાત આસામીની ફરજ છે જો પાયદશ જાય તો તેનો સવાબ દરેક કદમે એક તનાફુર લાગે, માટે પાયદશ જવું. પ્રથમ પવિત્રાઇથી પાદીઆબ કુસ્તી કરીને જે કોઈ ગુજર્યું હોય તેને દરવાજે જઇને તેટલે પાયદશ

---

૧. એ બાબે આગળ ગુજરનાર આસામીની ગુજરતી વેળાની ક્રિયામાં જણાવ્યું છે.

૨. વંદીદાદની ૬ ટ્ટી પરગરદમાં જણાવ્યા મુજબ પાની ઓરવર ખેતીવાડી, તથા સગ વિગેરેથી તેમાં જવાઇ શકાય નહિં એથી ઉંચી પાહાડી જગ્યાએ દોખમું બાંધવું જોઇએ.

જવાના હોય તે બએ જણ પેવંદ વળગીને સરોશ બાજ અશહે સુધી પઢે ત્યારબાદ બાજ તથા પેવંદ મજબુત રાખીને જે કોઈ ગુજર્યું તેને નસેસાલાર લઇ જાય તેની પછવાડે ત્રીસ કદમ દુરથી ચાલે. રવાંન સાથે મેહેલી આથોરનાનની એક જોડ જાય અને તેઓની પાછળ પાયદશે જનાર આસામીઓ ઉપર જણાવ્યા મુજબ જાય.

દુ:ખમાં નજદીક પોહોંચ્યાબાદ નસાસાલાર ખમાં આગળ ગેહાંન સ્વાન સાથે મુકે, અને દોખમાના દરવાજાને સગદીદ કરાવે, પછી દોખમાંનો દરવાજો ઉઘાડીને નસો દોખ-મામાં મુકી બાહેર આવી દરવાજો બંધ કરે. પછી પાયદસ્તે જનારા દુર સગડી આગળ ઉભા રહેલા છે, તેઓ સરોશબાજ મૂકે, નેમસચા યા આરમેતેશ ઇજાચા વાર [૩) પઢે. યથા અહુ વેરીઓ (૨) યસનેમચા વહતેમચા, ઓજસચા, જવરેચા, આફ્રીનામે, સરો-શહે અશીઅહે તખમહે તનુ માથરહે દરશી દરોશ આહુએરીઅહે* અશેમ વોહુ (૧) જસમે અવંઘહે મજદ અમહે હુતાશતહે, હુરોદહે, વેરેથરઘનહે, અહુરદાતહે, લનનતી આઓસચ, ઉપરતાતો, થવાશહે ખદાતહે, જરવાનહે અક્રરનહે, જરવાનહે દરેઘો ખદાતહે, અશેમ વોહુ (૧)

બાદ નમસકાર દોખમાનો પઢે અને રેતી લઈને સરોશબાજ પઢેઆ પથી પા-ણીએ કરી પાદીઆબ કુસ્તી કરી નીઆએશ તથા પતેત જે કોઇ ગુજાર્યું હોય તેની નૈયતે પડીને ત્યાંથી ઘર તરફ થોડાંએક કદમ ચાલીને જમીન સજારે જમણે હાથે કપડાંનું પેવંદ ધરીને તે હાથ જમીનપર મુકે, અને જમણા પગનું ગુડણ જમીનપર મુકીને યથા અહુવેરીઓ (૧) પઢેઆ પછી ત્રણ કદમ ચાલીને ફરી બીજીવાર એજ પ્રમાણે પેવંદ જ-મીન સુધી કરીને યથા અહુ વેરીઓ (૧) પઢે, ફરી ત્રિજીવારબી એજ રવેશે યથા અહુ વેરીઓ (૧) પઢી રહ્યા પછી સરોશ બાજ અશહે સુધી પઢીને યથા અહુ વેરીઓ પઢતાં જે ગુજર્યો હોય તેને ઘેર જાય તહાં બેશી સરોશ બાજ મુકીને પોતાને ઘેર જાય અને સેતાબીથી ગોસલ કરે, પહેલાં રેતી લીંબુ તમામ બદનને લગાડે તે સુકવીને પાણીએ ગોસલ કરે.

---

## ગુજરેલાંની નૈયતે ત્રણ દિવસ સરોશ, યજશની વંદીદાદ વિગેરે કરવાની જરૂર.

અવસતા પ્રમાણે જે કોઈ ગુજરે તેની નૈયતે પેહેલા ત્રણ દિવસ સરોશની ખશનુ-મને યજશને તથા ત્રણ વદીદાદ કરવાને ફરમાવ્યું છે. વંદીદાદ કરતાં સરોશની યજશ-નેની વધુ જરૂર છે. તેમજ તે ત્રણ દિવસમાં દરેક ક્રિયા હરોશની ખશનુમને કરાવવામાં આવે છે. અએવેસરૂથરેમ ગેહેમાં સરોશની ખશનુમને આફ્રગાન કરાવવું તથા દરેક ગે-હેમાં સરોશ બાજ ઈજાવ્વી.

ધારો કે દરેક ક્રિયા એ ત્રણ દિવસમાં સરોશની ખશનુમને કરાવવામાં આવે છે કારણ ઈનસાન માત્રનું ખાકી તન આ દોરંગી જેહાંન જે એક **'બાગે તિલસમ'** છે તે સાથનો સંબંધ છોડવા પછી પેલી હમેશગીની પવિત્ર જેહાંનમાં તેનું જવું થાય છે, ત્યાં જે ઈનિશાનની જેવી કેરદાર તેવી તેને જગા મળે છે. અને જે કોઈ આસાંમી આય ત્રણ પાંચ દિવસની નાપાયદાર દુન્યામાં કંઈપણ કામ કરતાં યા પગલું ભરતાં મીનો (પેલી દુન્યા) નો ખ્યાલ મનમાં રાખીને હુમત, હુખત, હુવરસત, અને મનશની, ગવશની, કુન-શનીનો વિચાર મનમાં રાખી ચાલ્યું હોય છે, તો બેશક તે જેહાંનમાં સરોશ એક મું-રબી તરીકે તેને મદદ કરે છે,

ઇનસાન માત્રનો આ જે દુન્યામાં જન્મ થતી વેળા જેમ દાઈની જરૂર પડેછે તેમ તે જેહાન પોહોંચતાં તેને ફરેસ્તાની મદદ જોઇએ છે, જે સર્વ ઉમ્મેદો ખુબસુરત પુર જોરાવર ભલો સરોશ ઇઝદ પુરી પાડે છે તેથી ગુજરનારની નૈયતે ત્રણ દિવસ સુધી સરોશની ખશનુમને યજશને કરવાનું ફરમાન છે.

---

## 'પાદરૂજેહ' (ઉઠમણું).

ખુલંદ જરથોસ્તી દીનમાં કોઇબી આસામી બેહેસ્તી થવાથી ત્રિજે દિવસે સાંજે ઉઠમણું કરવામાં આવે છે અને ચાહારૂમની બામદાદેબી ઉઠમણું કરવામાં આવે છે. ઉઠમણું શબ્દ ગુજરાતી ભાષાનો છે. હિંદુ લોકોમાં એવો રેવાજ છે કે જે કોઈ ગુજરે તેને બીજે દિવસે યાતો ગુજરે તેજ સાંજે વખત પુગતો હોય તો બ્રાહ્મણ સોરે ક્રિયા કરાવે છે તેને ઉઠમણું કહે છે.

પણ આપણી ભાષામાં અને **'પાદરૂજેહ'** કરી લખે છે એટલે '**રવાંનને બદલો મેળવવાનો વખત**' રવાંન પોતાનાં ચાહારૂમની બામદાદે બદલો મેળવી શકે છે માટે ઉઠમણાની મીજલેસ ચાહારૂમની બામદાદે (એટલે ત્રિજે દિવસે રાતની છેલ્લી ઉશહેનગેહમાં) કરવી વધુ બેહેતર છે, તે વખતે મરનારનાં ખેશખેશાવંદો, દોસ્ત આસનાવો, મીત્ર વખાણનારાઓ, લાગતા વળગતાઓ, વિગેરે આસામીઓએ ચોક્કસ જગ્યાએ એકઠા મળી, તમામ '**શેહેનશાહોનાં શેહેનશાહ રેહેમી અહુરમઝદ**' પાસે તે મરનાર માટે સુક્ર ગુજારી કરવી કે તે '**સાહેબે બીનયાઝ**' મરનારનાં રૂહને શાંતી અને લાયક જગા બક્ષે.

ખુલંદ રાશતીરાશ દીનનાં ફરમાન પ્રમાણે અનજુમન એકઠી મળી એક દિલ થઇ, (કોઇ પણ) ધર્મક્રિયા કરે તો '**પાક** ખુદાવંદ' તે ક્રિયા કામ વધુ પસંદ કરે છે. અને તે ક્રિયા વધુ અસરકારક યાને અનજુમનની ચાહેલી દોઆ તથા વિનંતી અને સુક્ર ગુજારી તે '**મઝ**દાઓનો **મ**ઝદાં' કબુલ રાખે છે.

ખુદ જરથોસ્તીઓની ફરજ છે અને ધર્મી જરથોસ્તી તેમાં પુરતી રીતે વાકેફગાર છે કે કોઇપણ જરથોસ્તીનાં આ જેહાંનથી કુચ કરી જવાબાદ તે ગુજરનાર માટે '**પાક અ**હુરમઝદ' આગળ સેતાએશ કરવી કે તે 'હફ્ત કેશવરનો માલેક' મરનારને સારી જગા બક્ષે.

હાદોખત નુસકથી એવું જણાયલું છે કે કોઇપણ જરથોસ્તી ગુજરે તેનું રવાંન ત્રિજી રાતની બામદાદે તે મીનો જેહાંનમાં જાય છે. પણ ગુજરવા પછી ત્રણ રાત સુધી તે આદમીનો જીવ પોતાના શરાહની જગા આગળ રહે છે.

તેથી ગુજરનારનાં ખેશખેશાવંદ, દોસ્ત આસનાવો, મિત્ર વખાણનારાઓએ મરનારની નૈયતે ત્રિજે દિવસે ઓજીરન ગેહેમાં બે ખુરશેદ અને બે મેહેરની નીઆએશ, ઓજીરન ગેહે, સરોશ હાદોખત અને પતેત, દરેક આસામીએ પઢવું જોઇએ, અને તે પઢતાં નહિ આવડે તો ત્રેટલા 'અહુનવર' પઢવા જોઇએ. અને જો ઉઠમણું આદરાંન, અથવા આતશ બેહેરાંમમાં કરવામાં આવે તો ઉઠમણામાં જનાર આસામી ગુજરનારની નૈયતે અવસ્તા પઢી સુખડ ખુશબો તે પાક મકાનમાં આપે તો એર સવાબ વધુ હાંસલ થાય અને ગુજરનારનું રૂદ શાદ (ખુશાલ) થાય.

## ગુજરનારને બેસવા અથવા તેનાં ઉઠમણામાં જનાર બાનુઓ બાબે.

હાલ આપણામાં કોઇ ગુજરે તેને બેસવા અને તે ગુજરનારનાં ઉઠમણાંની ક્રિયા વખતે જનાર પારસી બાનુઓએ પણ જાણવાની અગત્ય છે કે જે કોઇ ગુજરે તેને બેસવા જવું હોય તો પોતાની ગુંજાસ મુજબ સુખડ લઇ જવું, અને ગુજરનારનાં રવાનને સેજદો કરી પવિત્રાઇથી કુશ્તી પાદીઆબ કરી આગળે જણાવ્યા મુજબ તે ગુજરનારની નૈયતે અવસ્તા પઢવા અને સુખડ બાલવું અને ઉઠમણામાં પણ તેજ મુજબ ક્રિયા કરવી જોઇએ, નહિ કે ખાલી રૂદન, અને તારી મારી નિંદા અને ફોકટનાં કુકલા કરવા. હાલ ઉઠમણામાં પોતાની ગુંજાસ મુજબ હયાત બાનુઓ અને ગૃહસ્થો ગુજરનારની નૈયતે નાણાની રકમ ધર્માદા આપે છે. તેવી પ્રકારે ખરો ધર્મ કરવાથી ઓર સવાબનો વધારો છે. [ વાંચો અખંડ દુનીયાંની ઉતપનતીની ચોપરીમે શું કીરીયા ગુજર પામેલાંની વરશ દીવશ વેર કરવી ]

## ત્રિજે દાહાડે ઓશહેન ગેહેની ક્રિયા.

મરનારને ત્રીજે દીવસે પાછલી રાત્રે ઓ શહેન ગેહેમાં ચાર બાજ ઇંજાવવી જોઇએ. પેહેલી આતશ પાદશાહ આદર શહેનશાહ ત્રિજી '**સરોસની**' અને ચોથી '**અરદાફરવશની**' અને છેલ્લી બાજ જોડે સાતે વસ્ત્ર ઇંજાવવાં ઉઠમણું તે મરનારની નૈયતે કરવું.

## ચોથે દિવસે.

ચોથે દાહાડે બામદાદે '**દહમવીસ્પેશામ**' નું આફરગાન કરાવવું તથા યજશને બાજ ઇંજાવવી અને સતુમ પઢાવવું. અતે ચાર મોબેદ (નાહાનીઆ) જમાડવા.

એકુજનમે જરથોસ્ત પેગાંમબર દહમ ફીરેશતો કેવાયો છે. વાંચો (અખંડ દુનીયાની ઉતપતીની ચોપરી. )

## દશમાંની ક્રિયા.

જુબાને ફારસીમાં '**દહ**' એટલે દશ અને '**દહુમ**' એટલે દશમું. દશમું એટલે ગુજરનાર આસામીનો આ ફાની જેહાંનથી કુચ કરવાનો દશમો દિવસ. બુલંદ રાશતીરાસની દીનમાં એ દીને નીચે મુજબની ક્રિયા ગુજરનાર આસામીની નૈયતે કરવાનું ફરમાન છે.—

'દશમાને દાહાડે રવાનની નૈયતે '**અરદાફરવશના**' દરૂમ અને તે સાથે સ્યાવ ઇંજાવે, અને યજશને, ફરવશી, આફરગાન, બાજ, સતુમ રવાંનની નૈયતે પઢાવે. એટલુંજ ફરમાન આપણને છે; પણ આપણાં લોકો એ દીને મીઠાઇ કરાવે છે, એ મીઠાઇ કરવી તદ્દન વાજબી નથી, કારણ એ ગમીનો દિવસ છે અને મીઠાઇ ખુશાલીની ચીજ છે, માટે તેમ નહિં કરતાં ઉપર મુજબજ ક્રિયા કરવાનું ફરમાન છે.

વળી એ ત્રણ દિવસોમાં જે ભણતર ભણવામાં આવે છે તેમાં પણ રામસનીનો ફકરો પઢવામાં આવતો નથી, તે નીચે મુજબ છે.

'સરોશ કરતી વખતે યજશનેનાં ૮ મા હામા રાથવી **'ખરે તે નરો'** નહિ પઢે, પણ **'એશમાસચ** બોયદીમચ'નું પદ પઢતાં એશમ બોએ રાથવી આતશનાં પાતરાંમાં મેળવે 'ખરતે નરો' અર્થ એવો થાય છે કે રાથવી જોતી ને કહે છે કે અએ મદ આ મીઅજદનું ખાણું ખુશીથી હું જે રાથવી છું તે તને આપુંછું. તેથી એ બોલ પઢવામાં આવતો નથી કારણ એ દિવસ ગમીના છે. એ ત્રણ દિવસમાં **'અહમારેશચ' 'કેરબા મુજદ'** નથી પઢતાં તેનું પણ એજ કારણ છે. 'અહમાએરેશચ' એક દોઆ છે તેમજ **'જસમે અવંઘહે મજદ'** પઢે છે તેમાં **'રામનો ખાસતરે'** પઢવામાં આવતું નથી તેમજ ત્રિજી રાત્રે મરનારની નયતે ઓશહેન ગેહેમાં 'મીનોરાંમ'ની બાજ ધરે છે તેમાં ઉપલાં પદ ભણાતાં નથી, તેજ મુજબ યજશનેનાં ૬૮ માં હામાં અહમાએરેશચ નથી પઢાતી " અજ-ગરેમ કેરબા મુજદ નહી ભનવી.

## માસીસાની ક્રિયા.

રવાનનો માસીસો તે ગુજરનાર આસામીનાં ગુજરવા બાદ ત્રિસમો રોજ, એ રોજે સીરોજાની યજશને કરાવવી. અને તેતરીસ દરૂન કરી ફરૂટ, મેવો મુકી સીરોજાની બાજ ઈજાવવી, અને આફરગાન સતુમ પઢાવવું એ સિવાય બીજું ફરમાન યા રેવાયત કેઠેબી આપણને મલતું નથી,

અને ખરા દાહાડાને દિવસે એટલે ગુજરનારના રોજને દિવસે રવાંનની નૈયતે અરદા-ફરવશનાં દરૂન, સ્યાવ, યજશને, ફરવશી, આફરગાંન, બાજ, સતુમ રવાંનની નયતે પઢાવવું.

બાદ દર મહિને રવાંનનો દાહાડો આવે ત્યારે ઉપર જણાવ્યા મુજબ બાજ, દરૂન, આફરગાંન, યજશને, ફરવશી, સતુમ વિગેરે પઢાવવું.

આપણાં લોકો **'છમસી'** કરે છે પણ તેને લગતું લખાણ કેઠેબી મલતું નથી, અને ધર્મી એરવદો પણ ના પાડે છે કે જરથોસ્તીઓમાં ખાલી એ દેખાદેખીનો ચાલ આ મીજ થયો છે.

## વર્ષિની ક્રિયા.

ઉપર માસીસાની ક્રિયા જણાવી તેજ મુજબ વર્ષિની ક્રિયા કરવાનું ફરમાન છે, એ સિવાય બીજું કસુબી કરવાને અવસ્તામાં અને રેવાયતોમાં પણ જણાવેલું નથી.

## જોડાની ક્રિયા બાબે.

હાલ જરથોસ્તીઓમાં એવો રેવાજ છે કે કોઇ ગુજરે તે જો ઓરત હોય તો તેનાં મરદ સાથે અને મરદ હોય તો તે ઓરત સાથે જોડુ લગાડવાનો ચાલ છે, એ ઘણુંજરે અણઘટતું છે. વેહેમી લોકો એવું સમજે છે કે જોડું લગાડવાથી તે જેહાંન પણ એમનું એમ જોડું કાયમ રહે છે, પણ સ્યાનાં હમદીનો, એ જોડાં વિષેનો એસારો આપણી કોઇ-બી ધર્મ કેતાબમાં કરેલો નથી, તેમજ દશતુરો વટીક એવુંજ મત જાહેર કરે છે, કે ફક્ત આ દુન્યામાં હૈયાતી સુધીનુંજ જોડું છે, કેમકે મરણબાદ તો જે આસામીની જેવી કરણી

તેવુંજ તે ફળ મેળવી શકે છે, તેથી ગુજરવા બાદ જોડાનો સંબંધ રેરહેતો નથી, કારણ જેહારથી ધણીધણીઆણીની સગાઇ થાય, અને પરણે ત્યારથી તે હયાતી હોય ત્યાં સુધી તેઓ મલી ભેટી સરખા એખલાસથી રહે, અને પોતાની નેક ફરજો બજાવી, ભલાઇનાં કામોમાં એક બીજાને મદદ કરે, સાથે મલી અહુરમજદનાં તમામ ભલા તરીકાઓ પસંદ કરી તે પર અમલ કરે, કુસંપ નહિ ફેલાવતાં આબાદીનો વધારો ચાહે, તેનું નામ જોડું, તે માત્ર જીવતાનુંજ જાણવું. મુવાબાદ કસો સંબંધ રહેતો નથી. એને લગતા ફકરા નીચે મુજબ છે.

## આશીર્વાદ.

બરાયજની હમ દાસ્તાની ૫ રાસ્ત મનશની, ૫ સે ગવશની ખેશ, કેરફેહ વખશશની એહેદીન ( ફલાનરા ) યઝદ ઝનદી પેમાન એદાદમ.

## ગુજરાતી અર્થ.

આય કુટુંબની કુંવારી બાનુને સર્વ ખેશ ખેશાવંદે એક દીલથી, સાચી નૈયતે, સાચે બોલવે, અને સાચાં કાંમ કરવે સવાબનાં વધારા થકી [ ફલાનાં ] મરદને એ બાનુ જીવવાનાં છેડા સુધી કોલ કરી આપી.

પરણનાર શખ્સ પાસે પણ એવોજ કોલ લેવામાં આવે છે અને પુછે છે કે ત્રણદે મનશનીથી જીવવાનાં છેડા સુધી તમોએ આ કન્યા પસંદ કરી ? ધણી જવાબ દેએ છે કે “ હા મેં જીવવાનાં છેડા સુધી પસંદ કરી. ”

## એક દિનથી સાત વર્ષ સુધીનાં ગુજરનાર બાળકની ક્રિયા.

સદદર કેતાબનાં ૫૧) મા બાબમાં તેમજ વંદીદાદની ૮ મી પરગરદમાં ( વિગેરે બીજી કેતાબોમાં ) એક દિનથી સાત વર્ષની વયનું બાળક ગુજરે તેનાં રવાંનને દીનનાં ફરમાન મુજબ અવલમંજલ પુગાડવું ( એ બાબે જુઓ ગુજરતી વખતની ક્રિયા. ) ત્યારબાદ તે બચ્ચાની નૈયતે ત્રિજે દિવશે સરોશની ખશનુમને એક યજશને કરાવવી, અને ત્રણ દિવસ અએવેસરૂથરેમ ગેહમાં સરોશનું આફરગાન તથા સરોશબાજ ઇંજાવે, તેમજ ત્રિજી રાતે ઓ-શહેન ગેહમાં ચાર બાજ ઇંજાવવી. પેહેલી આતશ પાદાદસા આદર શહેનશાહની ત્રિજી સ-રોશની, અને ચોથી અરદાફરવશની તેની સાથે ગુંજાશ મુજબ વસ્ત્ર ઇંજાવવું, દશમુ માસીશો યા વર્ષિ કરવાનું ફરમાન નથી. એ ચાલ માત્ર દેખાદેખીનો છે એવું આજ તુલીકમાં કાબેલ વીદવાંન એરવદ સાહેબોએ જાહેર કર્યું છે.

**અગર જો કોઇ સખ્સ મુસાફરીમાં ગુજરે અને તેનું ક્રિયા કામ ત્યાં નહિ થયું હોય, અને તેનાં ખેશખેશાવંદોને તે મરનારનો દિવસ ખબર નહિં પડતાં એક માસે ખબર મળે તો ગુજરનારની નૈયતે ત્રણ સરોશ, ત્રણ વંદીદાદ, સરોશનું આફરગાંન, અને તેજ દિવશે ઓશહેન ગેહમાં ચાર બાજ ઇંજાવે, તે સાથે સ્નાવ ઇંજાવે. બાદ બીજે દિવશે હાવન ગેહેમાં તે મરનારનું ચાહારૂમ કરે, અને તેજ દિવશે દશમાની ક્રિયાબી કરે અથવા મરનારની ખબર માસીસો વીતાબાદ પડે તો તેજ દાહાડે સીરોજાની અને માસીસાની ક્રિયા કરે, અને**

વર્ષિ વીતાં ખબર પડે તો એકજ દિવસમાં ચાહારૂમ, દશમુ, માસીશો, વર્ષિ વિગેરેની ક્રિયા કરાવે બાદ મરનારનો દિવસ નહિ ખબર હોય તો જે દિવશે ક્રિયા કરે તે દિવસ ચાલુ રાખે, યા તો આદર મહીનો ને ફ્રરવરદીન રોજ જારી રાખે.

# જે કાઈ ગાઠામે ગુજર પામે છે તેનો ખુલાસો.

**( ગાઠાનો ખુલાસો ).**

પારશી ધરમમે મુકતાદના દીવશ દશ કરી જનાવેયા છે તેમે આશતાદ રોજથી અનદેરાન રોજના દીવશો પાંચ એ ધરમ હવા શકતીઓને પુગે છે દુનીયાં આશમાન ધરથી સરવે ઉતપન થવા પેહેલાં હવાઓ ઉતપન થઇયો છે તે પછીથી આશમાન ધરથી બનધાયું છે ૧૧૧૪ વરસે આશમાન ધરથી બનધઈ રયું ( દીનદાવર ધરમ મેહેઆબાદ )ને પગલે પસચીમ દકશીન પુર્વ ઉતરે ચારે દીશા ફ્રરેયાં ધરથી ગોલ બનધઈ છે અંનીનાંશ ગાતની આશમાન ચોરશ બનધાયું છે, ઉતરે વાવીય ખુને દોજખ ઉતપન થએલાં હતાં, તેથી અરઢી ઉતર દીશા ને આખું વાવીય ખુનું આશમાન ધરથી બનધાયા વગર રહી ગયું છે, વાવીય લોરાંનો પાહાર બનધાયો છે, બેલજીઅમ શેહેર વાવીયની હદ તરફ્ર આવેયું તેથી તાંથી લોઢું નીકરે છે, ઇંગલ વાવીય તરફ્ર ઉતરે આવેયું છે, તાંથી પંન લોઢું નીકરે છે. હવે વાવીય તરફથી ઉતરે આવતાં પા ઉતર દીશાએ દોજખ ઉતપન થએલાં છે. વાંચો ( અખંડ દુનીયાની ઉતપનતીની ) ચોપરી એમે એવેશરૂથરેમ ગેહેનું લખાન વાંચો (દોજખ) કેમ ઉતપન થયાં છે, ઉતરે વાવીય જતાં દોજખ ઉતપન થએલાં તેથી ( મેહેઆબાદ ને ગઇયોમરદને ) મારીને દરીયામે નાખી દીધો અંગરેમેનીયુંશની રાશીઓએ ( ઉતપનતીની ચોપરી વાંચવે ) ખબર મલશે કેમ ને કઇ રાશીએ નાંખી દીધાં ત્રન શો ફ્રુતની ઉનચ-ઇથી દરીયામે નાંખી દીધાં. તારે જીવનાં તારામંદલ થયાં, પછી હવા હવાઓને કે શપેન-તમેનીયુંશ અંગ્રેહેમેનીયુશ એઉ હવાઓને લરઈ થઈ. તો આશમાન તુલીક પાની ગયાં. તે સમેત અંગ્રેહેમેનીયુંશની રાશીઓનાં જીવોબી નીકરી ગયા ને વાવીય ખુને દરીયાનાં પાનીમે તારામંદલનો જુમખો થયો, આશમાનવેર પાની જતાં પાનીનાં મોજા હવાઓનાં ગુંગાતા શંમેત પાંની ઉછારા મારતાં મારતાં આશમાન વેર ગયાં. વાવીયનું તારામંદલ વાવીય ખુને આશમાને ગયું ને ( શપેનતમેનીયુશ શલજુકનું ) ઇશાન ખુનેથી આશમાને ગયું. નાંખી દીધાં ને પાનીમે હવાઓનું તોફ્રાન પાંચ દીવશ વેર રયું, જીવનાં તારામંદલો આશમાને ગયાં ને પાની ઉતરવા માંદેયું તે હેવાં હવાઓનાં તોફ્રાનો આમીન. શામન જાગેયાથી પાનીમે જીવોના તારા ગનથઈ ગયા તેથી પાંચ દીવશો ગાઠાનો ધરમ કરી જનાવેયો છે, ગાઠાનો ધરમ તારામંદલને પુગે છે, તે જીવોની હવા શેતારાઓને ધરમ પુગે છે, એ બધુ લખાન ( અખંડ દુનીયાંની ઉતપનતીની ચોપરીમે છે, તે પછી દીનદાવર ધરમ ને ગઇયોમરદનું તન પુર્વ ઇશાન ખુને કમલ ફ્રુલનું ઝાહાર ઉતપન થયું તેમે બે દાલીઓ હતી. તેમેથી દીનદા-વર ચંદ્રમા થઇને ઉતપન થયાં. ને ગઇયોમરદનું તન શુરીય થઇને ઉતપન થયું. શુદ તેરશે

કપાયા શુરીય, ચંદ્રને કાપી નાંખેયા અંગ્રેહેમેનીયુશની હવા એને તન દરીયામે ગયાં, ને તન કાપેયાંને તો આંઠગની લરઈ હવાઓના ગોગાતા ને તોફાનો થયાં, આશમાન તુલીક પાની બીજીવારનાં ગયાં. તે શમેટ ચંદ્ર શુરીયનાં મોનાં આશમાને ગયાં. ચંદ્રમા ગરાંવેરથી કપાયા, ને શુરીય છાતીવેરથી કપાયાં. ચંદ્ર, શુરીય આશમાને ગયા ને દરીયાનાં પાની ઉતરવા માંદેયાં. પાનીના પેયાશા ને ફુલનાં અપાશી ઉતપન થયા હેવાજ કપાયા. વાંચો (અખંડ દુનીયાંની ઉતપનતી) ની ચોપરી તેમે આખુ લખાન છે તે પછી શુદ ચઉદશે દીવશના ચોવીશ કલાકમે કમલ ફુલથી પાંચ વખતનાં પંખેરાં ઉતપન થયાં ખુદરતી આદમો કાપી નાંખેયાં. તારે ખુદરતી પંખેરાં ઉતપન થયાં તેમે શુદ તેરશની દીવશ ને રાત પુરી થતાં ચઉદશની બામદાદે જનબારી પોપત ઉતપન થયો મોતો જબરા વીશતારમે રાશતીરાશની આબાદીની હવાથી શુંનાં, ચાંદીનો જનબારી પોપત જે દાલીમેથી ચંદ્ર ઉતપંન થયાં કમલફુલમેથી તે દાલીમેથી ઉતપન થયો તેમે જીવ પાછો તારામંદલથી (મેહેઆબાદ) નો આવેયો. તારામંદલમેથી જીવ હવા થઇ ને ખુદરતી નીકરેયો તેમેથી પા હવાનું અગરનું ઝાહાર પેહેલુંજ દુનીયામે ઉગીયું. આતશ પાહાદશાહએ મદદ આપી. તેથી આતશ ઉપર ખુશબો માટે મેહેઆબાદના જીવની હવાથી અગર ઉગેયું તે દીવશથી દુનીયાંમે અગર ઉગતું થયું છે, જીવની હવાથી છે તેથી અગર જો ખુશબો વધું છે શોજુ અગર (રૂ. ૪૦) શે શેર વેચાએ છે, આજુબાજુ ઝારો ઉગે છે એ તો સાધારન કેવાએ છે.

હવે પા હવાનો તારો થયો. પા હવા દુનીયાંના ભાગમે ફરતી રહી ને પા હવાનો જીવ (હોસબાંમ) પંખેરામે આવેયો. દીનદાવર ગઇયોમરદ ને મારી નાખેયાં તેથી દુનીયામે ખુદરતી અનધારૂં થયું હતું. જનબારી પોપતમે જીવ આવતાં, દાલી ઉપર એક પગે ઉભુ રહી બંદગી કીધી ને દુનોયાંમે ઉજાશ માગેયો. કુલે દુનીયાંમે ઉજરદાં ચોવીશ કલાકનાં પરેયાં હતાં. પાછી દુનીયાં રોશન થઈ એને (નવો રોશન રોજ સાલમુબારક) કરી ખુદરત અશોશકતીઓ શઉ કહે છે. તે પછી ગેહેનાં પંખેરાંઓ (૨૪) કલાકમે કમલ ફુલથી ઉતપન થયાં છે, તેમે ઓજીરવન ગેહમે જોરૂં લાલ નુરી પોપતનું ઉતપન થયું કમલ ફુલથી તેમે આદરયઝદ શેહેનશાહના તારામેનો જીવ જોરામે એક તારામેથી બે જીવો થોરા થોરા અંઉશો આવેયા હતા, તે પછી શતર પાયા બેહેસ્ત ઉતપન થયું. ખુદરતી દકશીને મોતીનાં ચોથા થંમ ઉપર તેમે મેશ, વરખ રાશી પુર્તનાં માલકથી બેહેસ્તને રાશી શઉ હતાં. તે લોકનાં શનશારી તન નહી હતાં તેથી આંખની ચશમથી ૭ બચાં પેદા થયાં હતાં તે પછી તેની ઓલાદ આગલ વધી છે. એ રાશી (મેશ નર) (વરખ નારી) કેવાએ છે એનું નામ અહુરમજદ અરશીશગ રાખીયું હતું પન એ તનમે જીવો તુલારાશી જે અગની ખુને તાલાનો પાહાર તે ઉપર તાંબાની ગોડી તેપર તેપર તેકનાં હીરાનો શવાર ખુદરતની આંખના પ્રકાશથી ૧૪ મી વારનાં કીરનથી ઉતપન થયાં હતાં. તે ગોડીમે જીવ તુલા રાશીનો હતો એ ગોડીનો જીવમેથી બે ભાગ બે અંઉશ જુતા પરી, મેશ વરખ રાશીમે આવેયા ને અહુરમજદ અરશીશંગ કેવાયા. એ જીવો કલજુકની હવાનાં હતાં પેતે જનમ લેતાં ઓલાદો વધી છે શતર પાયા બેહેસ્તમે તે નામો પારસીના રોજ ૩૦ ગનાએ છે, અંગ્રેહેમેનીયુંશ કલજુકે માંરી નાંખી તંનબી કાપી રાજ પાંચ હજાર ને શાતશો વરસ વાપરેચું છે હવે

મીનોઈ દુનીઆં ભરઇ ગઇ તારે ગેતી દુનીયાંની શોધ કીધી, તેમે બે હજાર વરસમે મીનોઇ ભરઇ ગઇ. જાનવરો, પંખેરાં, આદમો તેમે દેવ, દૈઈત, રાખશશો, જીન જીનાંતતાં શઉ એક હતાં.

ગીતી દુનીંયા રચાયા પછી જમશેદ પાહાદશાહને તુલાનીં હવાનો પાવર થયો ને ચાર તોલા જુદા પારીસ્રા છે, (આથોરનાંન પુર્વ પારસી) (રપેસ્તાંન પંન જે તંનનો મોતો ધરમ) એ પાંચ હવાનો તેથી મોતો ગનાએ;છે. નાંએરૂતીય ખુને એ તારો ઉતપંન થયો છે ) (વાશતરીયો શાન વાવીયએ દેરાંનો ધરમ ) ( ઉતોશાન ઉતર શનીંનો ધરમ) બીજુ જમશેદ પાહાદશાહએ ઉપર લખ તેમ નવો રોશન રોજને દીવશે ગેતી દુનીંયાંમે પેહેલીજ પાંનીની નેહેર બાંધી તેથી જશન ફરૂત પુલ લઇ અંનજુમન બોલાવી બંદગી કીધી શારી શારી દુવાઓ ચાહી તેથી એ દીવશ ગેતી દુનીયાંમે જમશેદી નરોજ નાંમે ઓરખાએ છે, પંન મુરપાએથી રોશન રોજ કેમ ગનાંએ છે એની કોઇને ખબર નહી હતી, શઉયે મીનોઇ ફીરેશતો જોઇતો હતો, તેથી (મેહેઆબાદ)ના જીવે શઉને શમજ આપી છે, પારસી ભાઇયો જમશેદીનરોજ (નવો રોશન રોજ સાલ મુબારક) ગનો ને રોજ માંહાંનાં નાંમો હઈથી શરૂ કરો. ને આશમાંન ધરથી બંનધાયા પેહેલાં રાશતીરાશ હવાનો આંખ જેવો પ્રકાસ પુર્વ દીશાએ થયો) તે હવાની શેતારાઓની ઓલાદ વધી છે, એ રોજ મહીનાનાં નામો આએ ચોપરીમે આપેયાં છે એ જમશેદી નરોજથી રોજ માંહાં ગનો પન રોજ ખુરશેદ લેજ્ન, ને સાલ યઝદેજરદી ૧૨૮૭મુ આવતા જમશેદી નરોજથી કેવાશે એમજ ચાલવા દેજ્ન, મેહેઆબાદ એક જનંમે યઝદેજર બાહાદસાહ કેવાયો છે, શમજો કે આતલું તો દેખારેયુ કે જીવો પુનર્જનમ લીએ છે, ઓજી૦ રવંન ગેહેનો જીવ જમશેદ પાહાદશાહ કેવાયો છે તે પછીથી એનાં ચોઠા જનમે પારશીનો ધરમ લવનાંર જરથોસ્તપેગાંબર કેવાયો છે.

તારા મંદલથી જીવો પાછા જનમો પાંમતા ગયા તેમેથી નીકરતી જીવની હવાઓમેથી પાં હવાઓનાં તારા થયાં. પા હવાનાં જીવો જનમેયા શતરપાયા બેહેસ્તમે, આદમોનાં તંનમે અરઢી હવાઓ દુનીયાંમે ફરતી રહી. એ મુજબ પાછી દુનીયાં હશતીમે આવી. હાંસબાંમ ઉતપન થઈ બંદગી કીધી દુનીયાંમે ઉજાશ પરેયો પાછી દુનીયાં રોશન થઇ એને ( નવો રોશન રોજ સાલ મુબારક ) ગનવું આશમાને હવાનું રાજ રાશતીરાશ શલજુકનું થયું યઝદેજરદી ૧૨૭૭ મુ સાલ ઇશવી ૧૯૦૭ મુ સાલ આબાદીની હવા શલજુકનું રાજ પાછું થયું માટે પારસી ભાઇયો રોજ માંહાંનાં નામો વરસ જમશેદી નરોજથી ચાલુ કરો. તેમે રૂવાંનો ગુજર પામેલાનો રોજની બાધ આવતી હોએ તો જેમ ચાલુ રોજ હોરમજ બમન અરદીબેશ ગનો છેવો તેમ નવાં નામે અહુરમજદ બમન હોમ દેહેદાદાર આવાં અર-દુઇશુર એમ ગનો તે ઉપરથી લેવો. શમજ લેશો તો ખુદરત ધેયાન આપશે, તરશતી શાહેબોના મટ લેવો. પારસી અનજુમન બોલાવો મટ એક થવો. ( કદમી ફશલી શેહેન-શાહી ) શઉ એક મટ થાવો એક શરખો રોજ માંહાંનાં નામો ગનો બંદગી શઉ શઉની ભનો પન રોજ માંહાંતાં નામો સાલ શઉ એક શરખુ ગનો હેવો ખુદરતનો જબાપ મલે છે આએ લખાન રાશતીરાશ ગેબી માલેક દાદગર દાદાર અહુરમજે લખાવેયું છે પછી દર મહીને અહુરમજદ મહીનો ને અહુરમજદ રોજે રાશતીરાશતે નામે જશન અનજુમનો માલી બનાવો આએજ ચોપરીમે ખુશાલીનું આફરગાન આફરીન તનદરૂશતી તેમ બાજ ધરનું

પન ખુશાલીનું આપેયું છે પુર્વની રાશતીરાશ હવાથી મોત નથી. તે તો ઉતપનતીનો આલેક છે પછી પોતાનું ખુશાલીનું આબાદીનું ભનવાનું નોખુ લખાવેયું છે, એ મુજબ ભનજો, દુનીયાંની ઉતપનતી અમર રહે ને શુકાલ થશે. તેમ લરઇયો રાજરજવારાની શાનત થશે ને આબાદી અમર રેશે.

---

હવે ગાઠામે ગુજર પામે છે તે જે ગાઠા હોએ તે રોજ ગની તેનો ધરમ કરવો. જેમ બાર મહીનામે ભનાવોચ તેમજ ભનાવવું. જો પેહેલો ગાઠા હોએ અઠવા પાંચ ગાઠાંનાં દીવસમાં કોઇ પન ગાથાનો દીવશ હોએ તો તરત શરોશ બેશારવા. રૂવાન ગેરમે હોએ તેતલેજ શરોશ બેશારવા. બે બે મોબેદ શોરે શરોશ ભનાવવા. બરશનમ વગરનો બે મોબેદ શરોશ બેશે તેજ બે મોબેદો રૂવાન ને બેશારતું પઢે. રૂવાન ઘેરમે હોએ તાં શુધી ( પતેત પશેમાનની રૂવાંનની ) ભનાવવી આતશ શુખર ખુશબો શોજુ આપવું. અગર લોબાન નહી આપવું અગરબતી નહી બારવી. હવરે તો શુધારો ધરી આફ્રગાન બાજ આગલ દશતુર મોબેદો બી અગરબતી બારે છે, પન એનેથી મેલી દોજખની વરતીયાની હવાઓ ઉલતે છે. માટે અગરબતીઓ નહી શલગાવી તેમ મીનબતી પન નહી બારવી એની શમજ હેની છે કે.

પાંચ હવાનાં ( પન જે તન ) ની હવાથી મધ માંખ છે ને તે માંખથી મધનાં પોરા બનધાએ છે, તેનું મધ કારી લઇ ધુંછો પોરાનો રહે છે. તેનું મીન બને છે. પારસી ધરમ નોખો છે રાશતીરાશ હવાનો તો ભેગ હવાથી ઉતપનતી મધનાં પોરાની છે તો મીનબતી ધરમના કામમે નહી શલગાવવી. કેનશતીલાલશતમે ઘીની બતીનું ગલાશ મુકવું તેમે આકરો આકરો મુકી બતી કરવી. ( બાબુની બીમરી ) મુકી બતી નહી કરવી. ગીની બતી શાનતીની છે. ( અમર છે ) એ ખુશાલીનાં આફ્રગાનમે શુખર શાતે ભનાંવવું લોબાન નહી વાપરવું શુખર મુકીનેજ ખુદરતને જે અરજ કરવી હોએ તે કરવી.

ત્રન દીવશ રાતનું શરોશનું આફ્રગાન ભનાંવવું. પાની ફુલનું આફ્રગાન ભનાંવવું ત્રન દીવશ ભાંએ આગલ પતેત ભનાંએ એજ રાખવા. તેજ આતશ ઉપર ત્રન દીવશ રાતનાં શરોશ ભનાવવા. ભાંએ આગલ આતશ શુખર મુકી જારી રાખવા. જો શાંજનું ઉઠીયાંનું ઘેરમે ભને તો ( આફ્રગાનીયું ખુમચી ચીપીગો ચમચ ) ઉજારે પન ઉઠમનું ભનવા આતશ તેમેથી ભાંએ આગલનાં આતશમેથી લેવા. ઉઠીયાનું ભનઈ રહે પાછા ભાંએ આગલજ મુકવા. તેપર પાછલી રાતનું ઉઠીયાનું ભનાવવું આતશ પવીતર કરવા બંદગી ભનીને તેજ આતશ ઉપર ચારમને દીવશે આફ્રગાન ભનાવવું. અશતમ ભનાવવું જો કોઇને દશ દીવશ ભાંએ રાખવી હોએ તો એજ આતશ રાખવા તે ઉપર રોજ આફ્રગાન અશતમ બનાંવવું. જો ગેરમે બાજ ઇજે તો તેજ આતશ ઉપર ભનવું ચાર દીવશનું કે દશ દીવશનું ભનાયા પછી જો આતશ રૂવાનની ભાંએ આગલ નહી રાખવા હોએ તો ઘેરનાં બીજા ચુલામે મુકવો. ચોવીશ કલાક તેમે રાખવો. લાકરાં શુખર મુકીયા કરવું. ગેએ ગેહની કશતી કરી શુખર મુકવું. પછી બારવને સવારે નાંહી તે ઉપર એક આતશની નેયાએશ ભનવી પછી શુભ ચોગરીયું થાએ ને શુભમે પકાવાનાં ચુલામે આતશ લેના લોકો ચાર-

મનાં આતશ પર શેહેરમે અગીયારી મોકલે છે પન આદરયઝદ ફીરેશતો કમકમે છે, ને કદુવા દીએ છે, પાછું ગુજર પામે જીવ તેની ઉપર ધેયાન નહી આપે માટે ગેરનાં આતશ પર ઉપર લખેલું એતલી તદબીર કરી મેલવવા આએ લખાન દીનયઝદ શુકરશેતારો જે વીજલી છે. એ હવાએ લખાવેયું છે, તેમાં કુપાની શફેદ રંગની હવા બીજે અહુરમજદ જેનીથી આબાદીનો વરશાદ વરશે છે, ને દુનીયાંની આબાદી ફરૂત ફુલ મેવો ઉગે છે ને ધરમનાં કામમે વપરાએ છે, એ હોરમજ એ એશીશન ખુદા બીજો અહુરમજદ એ હવાએ આએ બદુ લખાવયું છે. આદમોને જાનવા માતે ઉઠીયાં નામે ચારમમે વેજીતેરીયન પકાવી ને ભનાંવવું ઉઠીયાં નાની પાછલી રાતે પંખેરૂ મરગી ચાવલમે પકાવી બાજ શાતે ભનાંવે છે એ નહી કરવું તેમ ચારમનું પન ગોશનું જમાંનું નહી કરવું વેજીતેરીયન ભનાંવવું. માંશ મછી ઇદુ પંખેરૂ ) રૂવાનનાં કોઇ પન ભનવામે નહી ભનાવો એ ભનાંવેયાથી ગુજર પામેલાંનો ( જીવ ) દેવ દેઇત રાખંક્ષશ હેવી હવાઓને હાત જાએ છે. તેનો શારે ધેરે પુનરજનમ થતો નથી. હલકી વરનોમે જનમ થાએ છે, માટે જો ગુજરનાર જીવનું ખરે દેઇએ ભલુંજ ઇછતાં હોય કે શુખી ઘેરે જનમ પામે કરીને તો વેજીતેરીયન પકાવવું ભનાંવવું શારૂ છે. આએ ખુલી શમજે દેખારેલું પછી માંનો તો આદમ નહી તો જાનવર શમજવાં. એક માસ ચાલુ રોજ દરૂન કરવા પછી માંશીશો કરી દર મહીને દરૂન ૧ વરસવેર બાજ આફરગાન અશતમ ભનાંવવું પાછું પાછલી રાતે દીવશને રાત પુરી થયા પછી પાછલી રાતે ઉશેન ગેહેમે પાંચ વાગા આગલ અશતમ ભનાવવું વેજીતેરીયન પકાવી દુધપાખ પુરી તરેલી તરકારી રોતલી શરબત પાની દુધ કારી ફરૂતની રકાબી મલીદો ચોખો એક રકાબી રેવા દઈ પાછલી રાતનાં અશતમમે મુકવો. આના જેવું નેયાંમટ બીજુ શું અશતમ ભનાવાનું છે ( માંશ મછી ઇદુ પંખેરૂ ) મેલો ખોરાક છે. દોજખની વરતીયાની હવાથી ( બકરૂ મરગી ઈદાં ) શઉ ઉતપન થયું છે. તેથી ખુદરત એ ખોરાક મેલો ખોરાક કરી ગને છે, ઝાહારનો ઉગેલો ખોરાક ભનાવો તેમ ખુશાલીનું આફરગાન મેબી ઇદાંનાં ભનાવો. બાજ અશતમે પન ( ઇદાં માંશ મછી પંખેરૂ ) નહી ભનાવવું શારૂ છે. પૈસો ખરચવો મેહેનત કરવી ને તે દેવ દેઇત રાખક્ષશો જીન પરીયાં એ હવાઓ અંગ્રેહેમેનીયુંશથી છે. એ લોક એ હવાનું આવવું થાએ ને શોરમ લઇ બદમાશો ખુશી થાએ ને ધારી મુરાદ આદમોને ફલે નહી, પહેલું તો બંદગી ભનનારા દશતુર મોબેદોએ વેજીતેરીયન જમવું જોઇએ તે આતશનાં મકાન તેમ આદરીયાનમે શઉ બોએદેનાર મોબેદે વેજીતેરીયન જમવું જોઇએ. દારૂ મોવરૂ વાપરવો નહી. મેલી હવાથી મોવરાંનું ઝાહાર છે, તેથી મોવરૂ પીનાર તોફાન ગનું કરે છે, બને તો બરાંનદીન વાપરવો નહી બને તો દુધ પીવું શારૂ છે. મગજ શકતી શારી રહે. છમશી બે દીવશ નહી પન એક દીવશ ખરો દીવશે બાજ આફરગાન અશતમ પાછલી રાતનું અશતમ ભનાંવવું. માશીશો વરશી શીરોજે ૩૩–દરૂન મેવાનો મલીદો દારી ૧) ફરૂત ફુલ દારમરીનાં શરબત પાની બાજ ઇજાવવી શીરોજાની જોરાંનું નહી કરવું એકજ ગુજર પામે તેનુંજ કરવું.

---

## નબલા ગ્રહેથી હરકત થતી દુર કરવા રાશતીરાશનું ભનતર પઢવું.

---

અગર હરકોઇ નર નારી મોતું અઠવા બચ્યું હોએ તેને (ચંદ્ર) માને પીઠે ગોલો ઉતપન થયો હતો કમલ ફુલથી ઉતપન થતાં એ તેરમાં ફીરનની હવામે મકરની હવા ભેગ છે, એ જમ છે એને નબલો ચંદ્ર કરી જનાંવેયું છે, એ નબલા ચંદ્રની ચાલથી દુખ થતું હોએ તો મોની હોમ એશનો પેહેલો કરદો ભની દીન એશ માંદવી. રજશતામ, ચીશતામ, મજદાતામ, અશોનીમ યજમદે કરી પેહેલા કરદાથી દીનએશનું મંદાન કરી આખી એશ પુરી કરવી, પછી (મારો દશતગીર તું થા) એ મુજબ હોમ અશોશકતી નવ છે એને અરજ કરવી. પાછલી રાતે બે વાગેથી તે શવારે ચાર વાગા વેરમે ઉશેન ગેહમે ભનવું માઠાંવેરથી નાંહી શોજા ચોખાં કપરાં પેરી ભનવું.

---

જો કોઇ નર નારી કે બચાંને નબલા શુરીયની ચાલ હોએ એ નબલો શુરીય કેવાએ છે, ગઇયોમરદ શુરીય થઈ કમલ ફુલથી ઉતપન થતાં પીઠે ગોલો મીઠુન રાશીની કાલ હવાથી હતો, એને કલજુકે નબલો શુરીય કરી જોતીશ શાશતરમે જનાંવેયો છે, એ નબલા શુરીયની ચાલ હોએ તો ખુરશેદ એશ ભનવી (ખુરશેદમેહેરની નેયાશ એ ભનવાનું ભેગ હવાનું છે, તેથી જરથોસ્ત પેગાંમબરના જીવનો હવા શેતારો છે. આદરયઝદ શેહેનશાહ એ હવાએ આએ લખાન લખાવેયું છે, શવારે ઉઠી નાંહી માઠાંવેરથી ચોખાં કપરાં પેરી ઉગતા શુરજ આગલ ઉભું રહી ભનવું. શરોશ બાજ ભની ને ખુરશેદ એશ ભનવી કે દબલ મદદ અશોશકતીઓની પુગશે.

---

જો નબલા સ્ત્રીની ગ્રેહે ચાલ હોએ તો, આવાં અરદ્દુઇશુરની નેયાએશ (હાતમચનાં હા.) શાતની રોજ શવારે માઠાંવેરથી નહી ચોખા કપરાં પેરી હોસબામ ગેહેમે શુરજ ઉગેયા પેહેલાં ભનવી દરેક બંદગી લખી છે એ ભનીને ચાએ પીવી. તેમે વેજીતેરીયન જમે તેને બંદગીનો ફાએદો જલદી મલે છે.

---

જો નબલો ગ્રેહે શોમ એની ચાલ હોએ તો તે દુખી થતાં હોએ તો, ઓજીરવન ગેહેમે માઠાંવેરથી નાંહી ચોખાં કપરાં પેરી આતશની નેયાએશ ચાર ભને રોજ ચાર આતશની નેયાશ ભને, મોતી માહા દશા કે અંતર દશા નબલી હોએ ને દુખી થતાં હોએ તો રોજને રોજ ભનીઉ દરેક ગ્રેહેમાં જેને જેબી ગ્રેહે દુખ દીએ તાં સુધી ચાલું રાખવું. દશા ઉતરે તે બન કરવું પછી જે દશા દુખ દેતી બેશે તે ભનતર ચાલુ કરવું દરેક જુદી કશતીએ ભનવું એક કશતી કરી બદુજ નહી ભની જવું તેમ રોજનું ફરજેયાત બંદગીબી જુદી જુદી કશતીએ ભનવી દરેક એશો તેમ નેયાસોબી ભનવી.

---

જો નબલા મંગળની ચાલ હોએ તો મંગલવાર છે, વારથી ગ્રેહે છે. તેમ મંગલ ગ્રેહે બી છે, મંગલ શેતારોબી છે. એ ત્રને અંગ્રેહેમેનીયુંશ કલજુકનીજ હવાથી છે તો (૯૮) આતશની નેયાએશ રોજની ભનવી શારી છે, એ અંગ્રેહેમેનીયુંશ છે, આતવારથી ૭ દીવશ વેર રોજ (૯૮) ભનવી. જમાંનું વેજીતેરીયન ભની નાંહીને જમવું.

જો નબલો બુધ હોએ તો ખોરદાદ એશ ભનવી. અંગ્રેહેમેનીયુંશ કલજુકથી બુધવાર છે, તે વારની હવાથી બુધ ગ્રેહે છે, એ બુધ ગ્રેહે જનમેલો સરપ હતો. એ મોહો નાનો એનું આગલું મોનું રાહુ નર છે. એનું પાછલું પુછરે મોનું નારી કેતુ છે, માટે રાહુ કેતુ-ની દશા હોએ દુખ દેતું હોએ તો ખોરદાદ એશે તેપર પન ભનવી.

શારો બુધ શેતારો રાશતીરાશને કહે છે, એ લાભ શેતારો છે, તેથી બુધવારે શવારે પેહેલું ને શાંજે છેલું ચોગરીયું લાભ કેવાએ ગનાંએ છે.

જે કોઈ આશામી નર નારી બન્યું નબલો ભેસ્પતી હોએ વાર ગ્રેહે તો તેને અહુર-મજદ એશ ભનવી અશેમવહુ ૧૧) ભનવી અહુનવર ૧૦ નહી ભનવા તેમ (નેપાયોન-મસીમ ઓરૂવતેમ) એ કરદો નહી ભનવો; એ ભેગ હવાનું ભનવાનું છે તેથી ખુદરત ના કહેછે અહુરમજદ એશની નીરંગ (૧ વાર) ભનવી.

શારો ભેશપતી રાશતીરાશ લાભ પોતે છે, એનાં હાત આશમાન ધરથીની લગામ છે પુર્વ ધુરૂવીનો તારો ભેશપતી છે, એ આતશ શુભ ભેશપતી શારો કેવાએ છે, દરીયાનાં વાંહાંન ઈશતીસરો એ પુર્વ ધુરૂવીયનો તારો જોઇને એ શાંઇનથી હકારે છે, દરીયામે તોફાન વખતે એ તારાની મદદ માગવી જોઇએ, એ ધુરૂવીય આતશપાહાદશાહ આદરયઝદ શેહેન-શાહનો તારો છે. પોતાની હવાઓ નેરીયોશંગો શાતે મદદ પુગારે છે, શારૂ હશી ખુશીથી કામ પાર પરે તો જશન એ નામે બાજ અશતુમ પરેજી ભનાવવું.

જો નબલો શુકરવાર ગ્રેહેની ચાલ હોએ તો, મોતી અફતરંગ એશ ભનવી શારી છે, ઉશેહેન ગેહેમે પાછલી રાતે બે વાગા પછી શવારે પાંચ વાગે એતલા વખતમે નાંહી ચોખાં કપરાં પેરી ભનવી શારી છે.

શારો શુકર શેતારો આદરયઝદ શેહેનશાહ એ રાશતીરાશની હવાથી શેતારો છે, એ તારાનો જીવ જરથોસ્ત પેગામબરનો હતો, એ શેતારો અગની ખુને દકશીન દીશાએ ઉતપન થયો છે, એ કુપાની ગોલાબી હવાનો તારો શારો શુકર શેતારો કેવાએ છે, એનેથી ઇશાન ખુનેથી દકશીનવેર અરજ એ ગોફો બનધાએ છે તેથી પુર્વ ગોલાદ ને પશચીમ ગોલાદ

જુદુ જનાંવેયું છે, એ ( અરજ એ ગોફ્રાને ) ચીનવક્ષપુલ કરી પારસી ધરમમે જનાવેયોં છે, ધરથી આશમાન બનધાયા પેહેલાં ઉતપન થયા છે તેથી બાજ આફ્રરગાનમે એ ગોફ્રા એ ( અરજએ ) ( શ્રવએ ) પેહેલી ભનાએ છે, પછી આશમાનનાં ( આઠ ) ( થમભો ) ભનાએ છે ( ફ્રરદક્ફ્રશ વીદક્ફ્રશ કરી ) ભનાંએ છે.

---

જેને નબલા શની વાર ગ્રેહેની દશા હોએ તો આતશની નેયાએશ એવેશરૂથરેમ ગેહેમાં પેહેલી રાતે આઠ વાગે ભનવી રોજની ( ૩૩ ) ભનવી. ભનીને નાંવું ને દુધ પીને શુવું જમવું નહી શનીવાર રાશી ૩૩ ફ્રુતની ઉતરે બામે ઉતપન થઇ છે એ મેલી હવા અંગ્રેહે-મેનીયુંશથી છે તેથી ભનીને નાંવું માહાદશા હોએ તો રોજ ૩૩ ) ભનવી અંતરદશા હોએ તો શનીવારથી ૭ દીવશ ભનીને નાવું. વેજીતેરીયન જમવું માહાદશા વાર કેવાએ ને વારની હવાથી ગ્રેહે ઉતપન થયા છે એને અંતર દશા જનાંવી છે.

---

## ચોગરીયાંનો કોઠો આપેયો છે.

દીવશ રાતનો એની શમજ એવી છે કે જે વાર હોએ રવી, શોમ, મંગલ, બુધ, ભેશપત, શુકર, શની, તેમે દીવશનું ચોગરીયું શુરજ ઉગેયા પછી ગનાએ છે, દોર દોર કલાકનાં અેકેકાં ચોગરીયાં ગનવાં. રાતનું ચોગરીયું શુરજ અશત પામેયા પછે દોર દોર કલાકનું ગનવું હેવાં હેવાં ( દીવશનાં આઠ ) ને ( રાતનાં આઠ ) ચોગરીયાં ગનાંએ છે.

---

આએ લખવાની મકશદ એ છે કે રોજની ફ્રરજીયાદ બંદગી પાછલી રાંતે હોશબામમે શવારે શાંજે રાતે ભનો તો શારૂં ચોગરીયું જોઈ ભનો તો વધારે લાભકારી ભનેલું બંદગી ક્રીધેલી કેવાએ ( લાભ, અમરૂત, ચલ, શુભ ) એ ચીગરીયાં શારાં કેવાએ છે એ ચોગ-રીએ નવજોત લગન પન કરવાં શારાં છે, શારાં ચોગરીએ શારૂં કામ કરવું જેવું કે ઘેરનો પાયો નાંખતાં. ઘેરનું વાશ મુરત કરતાં ઘેર ખાલી કરી નવે ઘેર જતાં નવું કામ કાંઇબી કરવું તેનું મનદાન કરતાં નવો ધનધો કરતાં નવી નોકરીએ જતાં શશતીરાશને નામે જશન ખુશાલીનું ભનાંવતાં, નંવું ઘેરનું વશાવતા નવો વાગો ભલાઇનો વસાવતા, નવું કપરૂં વેતરતાં એ શરવેમાં ભેસપતવાર, સોમવાર ઉતમ ગનાંએ છે, ( નીરંગો લખીને પીળી ) તેમે પંન ઉપર લખેયાં એ શારાં ચોગરીયાંમે કામ કરવું મેહેનત ક્રીધેલી શફ્રલ ઉતરે ( કાલ, રોગ, ઉડવેગ) એ ચોગરીએ કાંઈ પંન શારૂં કાંમ નહી કરવું તેમ શુભ ચોગરીએ આતશની નેયાએશ ભનવી. આતશ પરથવા એ પર ધેયાંન આપી આલો નેક દુવા આંમીન.

---

## દિવસનાં ચોઘડીયાં.

| રવી. | સોમ. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુકર. | શની. |
|---|---|---|---|---|---|---|
| ઉદ્વેગ | અમ્રત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |
| ચલ | કાળ | ઉદ્વેગ | અમ્રત | રોગ | લાભ | શુભ |
| લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમ્રત | રોગ |
| અમ્રત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ |
| કાળ | ઉદ્વેગ | અમ્રત | રોગ | લાભ | શુભ | ચલ |
| શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમ્રત | રોગ | લાભ |
| રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમ્રત |
| ઉદ્વેગ | અમ્રત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |

## રાત્રીનાં ચોઘડીયાં.

| રવી. | સોમ. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુકર. | શની. |
|---|---|---|---|---|---|---|
| શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમ્રત | રોગ | લાભ |
| અમ્રત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ |
| ચલ | કાળ | ઉદ્વેગ | અમ્રત | રોગ | લાભ | શુભ |
| રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમ્રત |
| કાળ | ઉદ્વેગ | અમ્રત | રોગ | લાભ | શુભ | ચલ |
| લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમ્રત | રોગ |
| ઉદ્વેગ | અમ્રત | સેગ | લાભ | શુભ | ચલ | કાળ |
| શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમ્રત | રોગ | લાલ |














# બાજ રાશતીરાશ દાદગર દાદાર અહુરમજદની.

( આતશ ઉપર સુખર મુકી ભણવી. )

યઝદાં દાદગર દાદાર અહુરમજદ* પંનાંમે યઝદાંન, અહુરમજદ ખુદા, અમર આબાદી, પાક રેહેમી દાદાર અહુરમજદ, બખસાયંદે* બખશાહ યઝગર* મેહેરબાંન શતિય મનશની* શત ગવશની* નેક કાંમ, નેક કુનશની* કુશતી તાંની રેવાંની* ગેતી* મીનોઇ અમર આબાદી, હમો સરવ આબાદી પ* પતેત હોમ*

ખશનેથરો* અહુરહે મજદાવ* નેમો અહુરાએ મજદાએ નોમે અહુરાએ મજદાએ* નેમોહમેશેબીયો* શપેનતેબીયો નંમુચ રાશતીરાશ દાદગર દાદાર અહુરમજદને* અશેમ વહુ* ( ૧ )

[ શતીય આબાદીનો પ્રકાશ તુ નીરજન નીન આકાર એકજ છે ].

( ઉપર લખેયું છે એબાજ* લઇને નીંરગ લખવી જે નીંરગમે અહુરમજદની બાજ હોએ તે નીરંગો કરવી હોએતો એ બાજ લેવી માંડાંવેરથી નાંહી ચોખા કપરાં પેરી નવાં શુતરઉને નીંરગ કરવી, શોમવાર આખો દીવસ ને રાત પુરી થતાં રાતે* બે* વાગેથી* તે શવારે પાંચ વાગા વેરમે ઉશેન ગહેમે કરવી, એમે શાહી કેશરની લેવી* (લખી ધોઇને પીવી)

( નીંરંગ કરી રયા પછી બાજ મુકવી )

હુમંતનાંમ* હુખતનાંમ* વરશતનાંમ* હીનઆબાદી રાશતીરાશની* દાદગર દાદાર અહુરમજદ અશોએદ અમર આબાદ બેરેશાદ* અશેમ વહુ ૧



બાજમીંનો નાંવરની રાશતીરાશની જેને આંખનું દુખ હોએ તેને એ બાજ લઇ નીરંગ કરી પીવી* ( આતશ ઉપર સુખર મુકી ભનવું )

પનાંમેયઝ જહાંન* ખુદરતેરાશ* અવજુની* ગોર જે ખોરેહ અવજાઇયાદ* રાશતીરાશ* અમર આબાદ* મીનો નાંવર બેરેશાદ* મનશની* ગવશની* કુનશની* અમર આબાદી પશેમાંન પશે ગવશની* પ* પતેત હોમ* ખશનેથરે અહુરે મજદાવ નેમો અહુરાએ મજદાએ* નેમે અહુરાએ મજદાએ નેમો હમે શેબીયો* શપેનતેબીયો* નંમુચ રાશતીરાશ અમર રેશની* મીનો નાંવરને* અશેમવહુ ( ૧૧ )*

અગીયારનો તરીકો તેમે ખુદરત લખક્ષમી ૭ અમશાશપદો ગેબી માંલેક ને નીરંજન નીરાકાર એ છે, (આતલું ભની નીરંગ લખવી. પાચ૦ જાવત્રી આખી ગરમ ચોખું પાંની કુવાનું ગરમ કરી ભીજવી આંખનું દુખ જાવંત્રીની શાહીથી જશે હેવો રાશતીરાશનો જબાપ છે, મીનો નાંવરનો, એ નીરંગ બેશપતવારનો આખો દિવસ પુરો થતાં રાતબી પુરી થતાં ઉશેન ગેહેમે પાછલી રાતે તન વાગા પછી લખવી) ને પીવી ને લખીને પંન પાસે રાખવી ચોખઇથી જો શાહી બનાંવો કુવાનું પાંની નહી બને તો નલનું ઝીલી લેવું પન માંદાં વેરથી નહી ચોખાં કપરાં પેરી નીરંગ પાખ વંગે બેસીને ભંનીને લખવી. પીધા પછી ( ગોશ બછી ઇંદુ પંખેરૂ) ૧૧ દીવસવેર નહી ખાવું પરેજી જમવું વાંઇન નહી પીવો આપરા હાતનું પકાવેલું ચોખું જમવું ( હેવું દરેક બાજમાં લઇ નીરંગ કરો તેમે ૧૧ દીવસ વેજીટેરીયન જમવું તો તરત ફાએદો જનાશે. (નીરંગ લખી* પી* ને બાજ મુકવી.)

હુમતનાંમ* હુખતનાંમ* હુવરતનાંમ* રાશતીરાશ અમરઆબાદ* મીનોનાંવર બેરેસાદ૦ અશેમ વહુ (૨)

ખુદરત લખક્ષમીતી મંદદ પુગશે રેશની પ્રકાશની ને દુખ સારૂ થશે આંખનું.



## બાજ અફ્તરંગ અમશાશપંદોની લેવી.

**પનાંમેયજદાંન અહુરમજદખુદા અમરઆબાદ પાકરેહેમી દાદગર દાદાર અહુરમજદથી અફ્તરંગો અમશાશપંદો અમરઆબાદ બેરેશાદ મંનંશનીં* ગવશનીં* કુંનશનીં* એકીન કુશાતી તાંનીંરવાનીં* ગેતી* મીનોઇ* અંમરઆબાદી* તમો શરવે આબાદી* પ* પતેત હોમ* ખશનેથરો* હવરેમજદાવ* નેમો અહુરાએ મજદાએ* નેમો અહુરાએ મજદાએ* નેમો હમેશેબીયો* શપેનતેબીયો* નમુંચ અશો રાશતીરાશથી અંમર આબાદ અંફ્તંરંગો અમશાશપંદોને આબાદીની અશોશકતીઓને* અશેમવહુ ૭)***

ઉપર લખી એ બાજ લઈને નીરંગ લખવી. જે નીરંગ એ અફ્તરંગો અમશાશપંદોનીં બાજ લઈ કરવા લખી હોએ તોએ બાજ લઇ લખવી. શોજું શુખર મલબારીની શલી લઈ ઓરશીયા ઉપર અઠવા કાઇ પડર ઉપર ગસવું માંકાં વેરથી નાંહી ચોખાં સુતરાઉ કુપરાં પેરી ચોખી તાંમરી કુવાનું પાંની કારવું. તેમે ગશવું નહી કુવો હોએ તો નલનું પાંની જીલીને લેવું ને શુખર ગશવું. તે શાહી જેતું ગટ રાખીને નીરંગ લખી સોજાં વાશનમે કુવાનાં પાંનીંથી પીવી. એની શમજ એ છે કે આબાદીનીં હવાનાં માંલેકથી નીરંગો દુખ દરદ શાફ કરવાની છે, ને ભેગ હવાથી તાવીજે છે, વાવીય પુર્વની તેથી ખુદરતે જેમ લખાયેચું છે તેમ લખી છે એજ મુજબ જેની બાજ લઈ કરવી હોએ તેવી શાહી બનાંવી કરશો તો ફાએદો થશે, બીજું દરેક નીરંગો કરતી વખતે આતશ તાંબાનીં રેકાબીમે. રાખ લીધા વગર અમથા ગાંગરા આતશનાં લેવાં તે ઉપર શુખરગનાં શરશ શોરમનું મીઠાવાસનું મંગજ તર થાએ હેવું મુકવું નીરંગ કરી રહી મુરાદ ચાવી હોએ તેમે પંન શુખરજ મુકવું (લોબાન નહી વાપરવું)

એ નીરંગ ભેશપતવાર આખો દીવસને રાત પુરી થયા પછી પાછલી રાતે ચારવાગે નાહી ને શોજે ચોખે વગે બેશીને લખવી, દુર બેઠેલાંનો, તેમ પરજાત દુર વંનનો ઓરો નહી લેવો, એકાંત બેશી શાંત મંગજે લખવી, ને દરદીને પાવી જો તે જાતે લખીને પીએ તો વધુ ફાએદો થશે, ખુદરત ઉપર એક ચીત રાખી શાંનતીથી બેશી લખીને એ કામ

દરેક નીરંગોતું કરવું. નીરંગ લખી રહી ધોઇને પી લેવી, પછી શુખર મુકી મુરાધ ચાવી જેની બાજ લીધી હોએ તેમને યાદ કરી નમશકાર કરવો કે દુખ શારૂ થાએ, તો જશન ભનાંવશે, આફ્રગાન બાજ (અશતમ) ભનાંવું તો પરેજી ભનાંવું, તેમ બાજ આફ્રગાંનમે દહાં, વાંઇન નહી ભનાંવો એકીન શતીય રીતે એકજ તે ખરો છે કરી રાખશો તો એકજ વખતમે ફાએદો જોશો, હવે પેલા આતશની રખેયા રવા દેવી. આતશ ચુલામે ચીપીયાએ ગાંગરા ચીનંગારી ઇલવવી ને રખેયા જે શુખરની પરે તે રેવા દેવી. ધાતુની કે પતરાંની દાબરીમે, ઘરમે કોઇને નાંલાં, મોતા, ગરડાં ને અનચીતું રાતે કે, દીવશે, અચણુંચ દુખ થાએ તો ચંમતી ખવરાવવી ( આએ નીરંગો ખરા જીગરથી જો જાતે કરશો ) તો તેમે ફાએદો ગનો જોશો, ગનાંજન મોએદોને કહે છે ને વાપરે છે. પંન જાત મેહેનતે કરવું રંગ રાગથી ખુશીથી કરવું એ ફાએદો જુદોજ ખુદરતનો મલે છે, દુનીયાંમે હવાઓ તે વખતે હાજર થઇ કામ કરે છે. પાખ રીતે નહી ચોખા ઓરદામે પાખ રીતે કામ કરવું તાં આતશ ઉપર શોજું શુખર મુકાયું કે આબાદીની હવાઓનો ફરવાનો વખત પાછલી રાતે બે વાગા પછી સુરજ ઉગે તાં વેર તો તરત હવાઓ હાજર થઇ મદદ કરશે પંન એકીન એક રાખજો.

( બાજ મુકવી. )

**હુમતનાંમ* હુખતનાંમ* વરશતનાંમ* રાશતીરાશ આબાદીની હવાનાં અંમર અફતરંગો અમશાશપદો અમર આબાદ બેરેશાદ, અશેમવહુ ૧૧ ).**

---



## બાજ હોમ અમર પાહાદસાહઓની લેવી.
## નંવ હવાનો શેતારો હોમ કેવાએ છે.

---

**રાશતીરાશ* દાદગર દાદાર અહુરમજદ અમર આબાદથી હોમ અમર પાહદશાહઓ* અમર આબાદ બેરેશાદ* અમંર મંનશની* શત ગવશાની* નેક કુંનશની* કુશાતી* તાંની રવારા* મીનોઇ* ગેતી* અમર આબાદી* આશમાંન* ધરથી* પાહાર પાંનીં* અમર આબાદી* તમો શરવે આબાદી* ૫* પતેત હોમ* ખશનેથરો અહુરેમજદાવ* નેમો અહુરાએ મજદાએ* નેમો અહુરાએ મજદાએ* નેમો હમેશેબીચો* શપેનતેબીચો* નમુચ અશો રાશતીરાશથી* નવ* હવાનાં હોમ પાહાદશાહઓને* નેક આબાદીનાં અશોશકતીઓને અંમર આબાદ બેરેશાદ (અશેમ વહુ ૯)**

---

( ખુલાસો )

એ નીરંગ આતવારનો આખો દીવશ ને રાત પુરી થતાં પાછલી રાતે પાંચવાગે હોસબાંમ ગેહેમે લખવી, એ શાહી કેશરનીં કરવી નાહી માંકા વેરથી ને કરવી ને લખવી ઉપર જનાવેયું તે મુજબ આતશ દરેક નીરંગો લખતાં લેવો જુદો આતશ લેવો તે રખેયા રેવા દઇ કોઈ બી દરદીને ચંમતી ખવારશો તો દુખ શારૂ થશે ( પંન માંશ મછી ઈંદુ પંખેરૂ ) નહી ખાવું ૧૧ દીવશ વેર વેજીતેરીયંન જંમવું દરેક નીરંગ કરતાં.

---

( નીરગ કરી રયા પછી બાજ મુકવી ).

હુમતનાંમ* હુખતનાંમ* વરસત નાંમ રાશતીરાશ* આબાદીનીં હવાથી* હવાઓ* નવ હવાનાં હોમ અમર પાહાદસાઓ* અમર આબાદ બેરેશાદ* અશેમ વહુ ૯ )* (એ મુજબ શરોશઅશો કરી બાજ લેવી.)

---

# બાજ આતશપાહાદશાહ આદર શેહેનશાહનીં.

---

યઝદાં દાદગર દાદાર અહુરમજદ* બનાંમે ખોદા* બંનાંમે યઝદ બખશાએદે* બખસા યઝગર* મેહેરબાંન અમર મેહેરબાન* અમર ખુદરતું* રાશતીરાશ આબાદીનીં હવાઓ* આતશ પાહાદસાહ* આદર શેહેનશાહ* અમર આબાદ* શતીય મનશાની* શત ગવશાની* નેક કુનશાની* તુથી* કુશતી* શાદરો ગીરેબાન શત એફ્રીનનીં અમર આબાદી* રાશતીરાશથી* અમંર આબાદી* આશમાંન* ધરથી* પાહારપાંનીં* ઓરવરો* માંહાં બોખતાર* ખુરશેદ* એ શરવે ઉપર આફત વખતે* મદદ તારીઓ ખુદરત* આતશ પાહાદસાહ* આદર શેહેનસાહ* નવ હવાનાં આતશ નેરીયોસગો*

તમો હેરેમદઇ* દુર કરનાંર* હેરેમદઈ દફે કરનાંરાઓ* હેરેમદઇ શેકશતે કરનાંરા* હેરેમદ હલાક કરનાંરાઓ* રાશતીરાશ આબાદીની

ઉતપનતીને મંદદ કરનારાંઓ* એશીશતંન ખોદા* આતશ પાહદસાહ* આદર શેહેનશાહ* આતશ નેરીયોશંગો* તેજ મુજબ આએ નીરંગ કરતી વખતે તુ અમર આબાદીનાં ખુદરતની અશોશકતીઓની મદદ પુગો* ને દુખ શારૂં કરો* ૫ પતેત હોમ* નેમો અહુરાએ મજદાએ* નેમો અહુરાએ મજદાએ* નેમો હંમેશેબીયો શપેનતેબીયો* નમુચ આતશ પાહદસાહ* આદર શેહેનશાહ* આતશ નેરીયો શંગ શાહેબોને*

[ એતલુ ભની આતશપર શુખર મુકી એતલું ભની નીરંગ કરવી ]

[ નીરંગ કરી બાજ મુકવી ]

હુમતનાંમ* હુખતનાંમ* વરશતનાંમ* રાશતીરાશ* દાદગર દાદાર અહુરમજદની દીન જરથોસ્તી દીન અમર આબાદ બેરેશાદ*

અશેમ વહુ ૩૧ ).

---

[ બાલકોને શુદરેહ પેરાવે તારે ભનાંવવી. ]

## અવસતાની નીરંગો.

નીરંગ નીઆએશ તથા ઈઅશત પડેઆ પછી પઢવાની.

દેનીઆ૩ વંધોહીઆ૩ માજદીઅસનોર્સ* દીન બેહે રાસત* વ દરૂસત કે ખોદાએ* બ ખલક* ફરેસતા દેહ* ઈન અસત કે જરથોશત આવોરદેહ અસત* દીન દીને જરથોશત દીને અહુરમજદ દાદે જરથોશત* બેશક બેગોમાંન* રાસત દીન જરથોશત સપેંતમાન* સેપાશ ઈઅજદાંન* બ દરગાહે તો હજારાં હજાર* બેવર હજારાં હજાર* સેપાસ મીકુનમ* કે દર દીને જરથોશત* મરા મરા બેકરદ તા અજ બરકતે દીનેઓ* મંન દર ગરોથમાંન* એકીન ખાહમ શુદ* એકીન ખાહમ જુમલે બસત કુસતીઆંન* હફત કેશવર જમીન* નેકો કરદારાં બા મા હમાજોર બાદ* ઈઅક અજમા* અમન હજાર બાર* ( બેત ) કબુલત બાદ એકસર પોજશેમા* બ કરદાદ રસાદ આંમોરજશેમા* ગોનાહ ગોજારશને* કેરફેહ અવજ ના* અશેમ વોહુ ( ૧ ) [ વાર ૩ પઢે ].

---

## નીરંગ છીંક આવ્યા પછી પઢવાની.

ઇથા અહુ વેરીઓ (૧) અશેમ વોહુ (૧) શાદ બાદ ઇજદ આંમદ બ રાહીઉ રાસતી હરગાહ ઉ હરજમા દરૂજ તન માં શેકસતે બાદ* શેકસતે જદ બાદ* આહારેમન ગજસતે* ઓ વરજ ઓ ખોરહે અવજાઇઆદ અહુરમજદ બેહે અવજુની સતોમ અશેમ* અશેમ વોહુ (૧) (વાર ૩ પઢે.)

---

## નીરંગ નસાસાલાર નસોદખમાંમાં મુકી બાજમાં પઢે છે તે.

બુલંદ અસપંદારમદ અમેશાસપંદ* ગાહાંનચ બરદાસતંન અઇઓ ખશસત રસાંનીદંન* હમચુન કે ફરમાઇ કરદંમ* અહુરમજદ અમેશાસપંદાંન રૂ બતો કુનદ*

## નીરંગ કુશતી વેતરવાની.

---

{ હેરબદ એક પાદીઆબ કુશતી કરી સરોશ }
{ બાજ અશહે સુધી ધરે પછી એ નીરંગ પઢે* }

વોહુ મનંઘહ ઇઆ અખશતોરૂશ* અશાહેચ ઇઆ વહેશતહે* ખશથરાચ ઇઆ વેરીઅ* ફરા સતોતેમ* વચો ઇઅશતેમ* જરે માનીઆરૂ વચ સરોઇઆરૂ* નરેબીઅસચ* નારૂરેબીઅસચ* અશોનો જરથોશતર મરોદ* વચો જરથોશતર અહમાકેમ* ઇઅસનાઈચ* વહમાઈચ* ઇઅદ અમેશનાંમ સપેઅંતનાંમ* ઇઅથ તે અંઘેન ઇઅસતાઉ આપો* ઇઅસતાઉ ઉરૂઅરાઉ* ઇઅસતાઉ અશોનાંમ ફરૂઅશીઓ* ઇઓ અશતે મેનીઅઊઅનાંમ ઇઅજતનાંમ* ઇઈઘહે હેથીઆ વરેશતાંમ* ઇઓ વંઘોજદાઉ અશુઅનો અશેમ વોહુ (૧)

{ અહુનવર એક પઢે શીઓથેનનાંમ પઢતાં કુસતી }
{ વેતરે પછી અહુનવર તમાંમ કરે પછી બાજમાં પઢે* }

સરોશ અશો* તગીતંન ફરમાન* શેકફત જીન* જીના અવજાર*

શાલારે દામાંને* અહુરમજદ બેરેસાદ ઽદુન બાદ (પરગટ પઢે) ઇ-અથા અહુ વેરીઓ (૨) ઇઅસનેમચ* વહુમેમચ* ઓજસચ જ-ઊઅરેચ આફ્રીનામે* સરોશહે અશીઅહે* તખમહે તનુ માંથરહે* દરશી દરોશ આહુઽરીઅહે* અશેમ વોહુ (૧) અહમાઽ રેસચ*-હુજંધરેમ*-જસમે*-કેરેબા મુજદ*-અશેમ વોહુ (૧)

## નીરંગ કેશ પરહેજવાની.



{ ચેઆર આંગલ પરમાંણે ખાડો ઊંડો ખણીને બા-કી પોહોલો ખણી રેખા (૩) અહુનવર (૩) પઢ-તાં કાહાડીને તે ઠેકાંણે વચે કેશ મુકીને સરોશ બાજ અશહે સુધી ધરેઆ પછી એ નીરંગ પઢવી* }

અદ અખીઆઽ અશા મજદા‌ુ દુરૂઅરા‌ુ વખશદ* (બાજમાં પઢે) સરોશ અસો* તગીતંન ફ્રમાંન* શેકફ્ત જીન* જીના અવજા-ર* સાલારે દામાંને* અહુરમજદ* બેરેસાદ* ઽદુન બાદ (પરગટ પઢે) ઇઅથા અહુ વેરિઓ* (૨) ઇઅસનેમચ* વહુમેમચ* ઓજસચ* જ-ઊઅરેસચ* આફ્રીનાંમે* સરોશહે અશીઅહે* તખમહે તનુ માંથ-રહે* દરશી દરોશ આહુઽરીઅહે* અશેમ વોહુ (૧) અહમાઽ રેસચ*—હુજંવરેમ*—જસમે*—કેરેબા મુજદ* અશેમ વોહુ* (૧)

## નીરંગ નખ પરહેજવાની.

{ ચેઆર આંગલ પરમાંણે ખાડો ઊંડો ખણીએ બા-કી પોહોલો ખણી રેખા (૩) અહુનવર (૩) પઢ-તાં કાહાડીને તે ઠેકાંણે વચે નખ મુકીને સરોશ બાજ અશહે સુધી ધરેઆ પછી એ નીરંગ પઢવી* }

અશા વોહુ મનંઘહ* ઇઆ સરોઇઽ* વેરે મગોનો* પેતે તે મરે-ગે* અશો જીુશતે ઽમા‌ુ* સરૂઆ‌ુ વેદીઽમે* ઽમા‌ુ સરૂઆ‌ુ [આઊઇઽ દાઽમે* ઽમા‌ુ સેતે સરૂઆ‌ુ* મરેગે અશોજીુશતે હીઆરે અરશતી-અસચ* કેરેતીઅસચ* થનુઅરેચ* ઇશુઅસચ* ઽરેજે ફ્રીઓપરેન અસનચ ફ્રદખશનીઅ પેતે દઊિઓ માજેનીઆંન* અશેમ વોહુ* (૧) (બાજમાં પઢે) સરોસ અશો* તગીતન ફ્રમાંન* શેકફ્ત જીન* જીના અવજાર* સાલારે દામાંને* અહુરમજદ બેરેસાદ ઽદુન બાદ* (પ્રગટ પઢે)

ઇઅથા અહુ વેરીઓ ( ૨ ) ઈઅસનેમચ* વહમેમચ* ઓજસચ* જઊ-અરેચ* આફરીનાંમે* સરોશહે અશીઅહે* તખમહે તનુ માંથરહે* દરશી દરોશ આહુઈરીઅહે* અશેમ વોહુ* ( ૧ ) અહમાઈ રૈસચ*—હજંઘરેમ* જશમે*—કેરેબા મુજદ* અશેમ વોહુ ( ૧ )

## દસતુરી બરશનુંમ દેતાં તથા નસાસાલાર પઢે છે તે.

બ દસતુરી દાદાર અહુરમજદ* બ દસતુરીએ અમેશાસપંદાંન* બ દસતુરીએ સરોશ અશો* બ દસતુરીએ જરથોશત સપેંતમાંન* બ દસતુરીએ દસતુર આંજમાં કે બુદહ બાશદ*

## શએતાન બાજી પરહેજવાની હકીકતનો સાર દસતુર દારાબ પાલનનાં ફરજીઆત નામાની કેતાબ મધેથી.

જાણવું કે જે ધણીને શએતાનબાજી થાઈ હોએ તેઆરે તે શખશને સેતાબ તે બાજી પરહેજવી જોઇએ. જે જગો કે શુકી ખાકની હોએ તથા સારી ભરેલી હોએ તેહેવી જગો ઉપર તે બાજીને પરહેજ કરવી મુનાસેબ છે કે તે શુકકી તથા મીટીની જગા ઉપર પોતાના ડાબા હાથમાં પેલાં ખરાબ થએલાં કપડાંને પકડીને નીરંગ કરીને તે બાજના ડાઘોને બુનો એખથી ધોવા જોઇએ અને તે ધોયા પછી તેજ વેળાએ પોતે એક હાથમાં પથરાનો કુકડો પકડી જમીન સાથે પેવંદ રાખેઆથી બાજી પરહેજવાની નીરંગ સારી રીત પઢે અને તે પઢી રહેઆ પછી “ ખશનોથર અહુરહે મજદાઓ અશેમ વોહુ ” ( ૧ ) પઢીને તનથી કપડાં દૂર કરીને તે ધણીએ સેતાબ ગોસલ ઉતારેઆની જગા તરફ બેસવું જોઈએ અને તેજ વખતે ડાબો હાથ માંથા ઉપર રાખીને “ અશેમ વોહુ ” (૩) થી સરોશ બાજનું મંડાણ કરે છેક અશહે સુધી પરગટ પઢે પછી તમાંમ તનને નીરંગ લગાડે અને ખુબ તરેહથી સુકવે પછી તેજ વેળાએ ગોસલ કરીને કપડાં પેહેરે .અને “ નેમસચા યા આરમએતેશ ઈજાચા ” પઢીને પાછી બાજ મેલવાની અને છેક “ કેરબા મુજદ ” સુધી પઢીને કુસતી કરે અને તે વાર પછી ફરી નવેસરથી: પાદીઆબ કુસતી કરીને હરેક પાકીનોં અમલ કરે.

## અવસતા જેને નહિ પઢતાં આવડે તેને અહુનવર પઢવાનાં ફરમાવેઆ છે તેની વીગત.

ખુરશેદની નીઆએશનાં ઈઅથા અહુ વેરીઆ ( ૧૦૩ ) પઢવા.
મેહેરની નીઆએશનાં ઈઅથા અહુ વેરીઆ ( ૬૫ ) પઢવા.
માહાબોખતાર નીઆએશનાં ઇઅથા અહુ વેરીઆ (૬૫) „

આવાં અરદુઇસુર નીઆએશનાં ઇથા અહુ વેરીઆ (૬૫) ,,
આતશન નીઆએશાં ઇથા અહુ વેરીઆ (૬૫) ,,
પાંચે ગેહમાં હરેક ગેહેનાં ઇથા અહુ વેરીઆ (૬૫) ,,
પતેતનાં ઇથા અહુ વેરીઆ (૧૨૧) અશેમ (૧૨) ,,
અહુરમજદ ઇશતનાં ઇથા (૧૦૩) અશેમ વોહુ (૧૨) ,,
અરદીબેહેસ્ત ઇશતનાં ઇથા અહુ વેરીઆ (૬૫) ,,
સરોશ ઇશત હાદોખતનાં ઇથા અહુ વેરીઆ (૭૫) ,,
સરોશ ઇશત વડીનાં ઇથા અહુ વેરીઆ (૧૦૩) ,,
આફરગાંનનાં ઇથા અહુ વેરીઆ (૧૨૧) અશેમ (૧૨) ,,

## બીજા હર વખતે પઢવાના અહુનવર અને અશેમ.

કંઇબી નવું કામ આરંભતાં યા ઘરમાંથી બહાર જતાં અહુનવર (૫) પઢવા,
નવી ઓલખાંન પીછાન પડતાં અહુનવર ........................ (૫) પઢવા.
નવું આરંભેલું કામ કરી રહ્યા પછી અહુનવર (૨) અને અશેમ (૩) ,,
હાકેમ તથા દીવાન અને બુજર્ગ લોકો પાસે જતાં અહુનવર (૩) ,,
બહારથી ઘરમાં આવતાં અહુનવર (૧૦) અને અશેમ (૩) ,,
હરકોઇ આસાંમી સોરે કંઇબી કારણે જતાં અહુનવર (૧) ,,
કોઇને દોઆ માંગતાં પરથમ અહુનવર........................ (૨) ,,
દર્યો, નદી, તલાવ, વીગેરે હરેક પાણીમાં ઉતરતાં અહુનવર...... (૧) ,,
જમીનમાં કંઇબી બીજ રોપતાં અહુનવર........................ (૮) ,,
વેહેવામાં અથવા સાહાજનમાં જતાં અહુનવર.................. (૬) ,,
એકદમ કોઈ દુશમન લડતો આવે ત્યારે અહુનવર............ (૭) ,,
લડાઇથી ફારગ થવા પછી અહુનવર............................ (૭) ,,
ચોપગ ખરીદ કરતાં અહુનવર (૧૦) અને ખરીદવા પછી પણ અહુનવર (૧૦) ,,
બચ્ચાંનું વેશવાલ યાને સગાઈ કરતાં અહુનવર.................. (૧૧) ,,
એક શેહેરથી બીજે શેહેર જાતાં અહુનવર........................ (૧૨) ,,
રસ્તામાં ભુલું પડે ત્યારે અહુનવર.............................. (૧૨) ,,
ઉંચે પાહાડ, ડુંગરપર ચઢતાં; નીચે ભોંયરા વિગેરેમાં ઉતરતાં અહુનવર (૧૨) ,,
ચેરાઘ વધારતાં [ બતી કરતાં ] અહુનવર...................... (૫) ,,
ચેરાઘ રોશન કરતાં ( બુજવતાં ) અસેમ વોહુ (૧) દરેક વખતે ,,
રસ્તે જતાં મુરદું યા રવાંન સામું મલે તો અહુનવર............ (૨૧) ,,
કંઇબી એકાએક આફત આવે તો અહુનવર .................... (૧૨) ,,
કોઇથી પહેલ વેહેલી વાતચીત કરતાં અહુનવર.................. (૫) ,,
કોઈબે આસામીઓને લડતા મુકાવવા પહેલાં અહુનવર (૧૨) અને પછી (૫) ,,
,, ,, ,, મુકાવ્યા પછી ,,.....................(૫) ,,

## નીરંગ ધોઇને પીવાની.

આ કેતાબમાં નીરંગ ધોઇને પાવાની ફરમાવી છે તેની સમજ એ છે કે જે વખતે નીરંગ કરવી હોય તેજ વખતે કેશર બનાવી સફેદ કાગલપર તે શાહીથી નીરંગ લખીને એક ચોખ્ખા વાસણમાં ચોખ્ખું પાણી લઇને તેમાં લખેલું કાગળ ભીંજવીને ચોળીને શાહી પાણીમાં મળી જાય તેમ ધોઇ નાંખવું અને કાગળ ફેંકી દેતાં એક બીજા ચોખ્ખા વાસણમાં રહેવા દેવું, પછી પેલું પાણી કે જેમાં નીરંગ ધોએલી છે તે પાણીને આતશ પર ધુપ દેવું અને લોબાંન મુકતાં પાક પેદા કરનારની યાદ કરવી કે "અય પૃથ્વીના પિતા રેહેમી ખુદાવંદ" તારો પેદા કરેલો હું એક ખાકી બંદો તુંજ કેરદેગાર આગળ અરજ ગુજારૂં છું કે તુંજ કીરતીવંત કીરતારે પેદા કરેલા રાસત રાહાબર જરથુશ્ત અને એવાજ બીજા પાક નરોના લાવેલા પવિત્ર કલામોનું આ પાણી પીવાથી (એ જગોએ દર્દીનું નામ લેવું.) ને શાંતી અને ફાયદો બક્ષ પછી તે પાણી દર્દીને પાવું.

## નીરંગ કરવાનો વખત.

નીરંગ કરવાનો વખત પાછલી રાતનો વધુ સારો છે અને તેજ વખતે કરવી વાજેબ છે. જે કોઇ આસામી મર્દ યા બાનું કોઇબી નીરંગ કરવા ઇચ્છે યા કલામ "પવિત્ર માથ' ભણવાની ખાયસ રાખે, અને પોતાનું કામ શેહેલાઇથી તુરત ફાયદેમંદ થયલું જોવાને આતુર હોય તેઓએ જરૂર ઉશહેન ગેહનો વખતજ નીરંગ કરવા બાબે લેવો. ખતમ થતી ઉશહેન ગેહનાં બામદાદનાં ખુશ વખતમાં પોતાના પેદા કરનાર પાસે માંફી ચાહાવી યા અનેક ભલી ખાયશ નેક મુરાદ ચાહાવી જેટલી સારી અને ફાયદેમંદ અને ફતેહમંદી ભરેલી છે તેટલી બીજા કોઇબી વખતે કરેલી બંદગી અથવા ચાહેલી મુરાદ તેની બરોબર નથી.

સોમવારે ભેશપતવારે પાછલી રાતે ચાર વાગે.

## નીરંગ કરવાના ઉત્તમ દીવસો.

નીરંગ કરવી અને પોતાના ધારેલા કામમાં ફાયદો ચાહાવા અગાઉ

સર્વે કોઇએ ફાયદેમંદ દિવસ જાણવાની પેહેલી અગત્ય છે. સારૂં ચાહાવું અને સારો વખત એ સર્વ "પાક દાવરે" સરજયું છે. અને બુરૂ તે હમેશાં 'ધનામિનો' થી આદમ જાતને પોહોંચે છે કે સઘળું સમજવાની શકિત ઇનશાનોને તે "કરીમે કારસાજે' બક્ષેલી છે.

{ અહુરમજદ* બહમંન* હોમ* મેહેર* રસને દીન* }
{ આવાં* શરેોશ* ખુરશેદ* અરદીબેશ* આદર* }

એ દીવશોએ નીરંગ લખીને પીવી પાખ પવીતરઇથી શારી છે, પન સોમવારનો દીવસ આખો ને રાત પુરી થતાં પાછલી રાતે ચાર વાગે લખવી તે ખુરશેદ ઉગવા આગલ કાંમ પુરૂ કરવું. એજ મુજબ્ બેશપતવાર દીવશ રાત પુરી થતાં પાછલી રાતે ચાર વાગે લખીને પીવી.

એટલા દિવસોમાં ધારેલી નેક નૈયતનું કાંમ સારા વખતમાં શરૂ કરવાથી કરનારને પોતાને ફાયદો જલદી હાશેલ થાય છે. સર્વ શુભ કાંમો માટે ઉપલા દિવસો ઘણા ઉત્તમ છે.

ઉપલા ૧૧ રોજે દુશ્મન ટાળવાની, દરૂજી મટાડવાની નીરંગો યા તાવીજો કરવાથી વધુ ફાયદો છે.

'આવાં' રોજે હમેલદાર ઓરતે; યા એક ભલી માતા કે જેણીને પોતાનાં બાલક સારૂ તેણીનાં હાડનાં દુધની જરૂર છે તેણીએ, યા ગૃહસ્થ કે જેને પોતાનાં બદનની સંભાલ માટે તાકાદીની જરૂર છે તેને, તથા પેહેલવાનો કે જેઓને લડાઇમાં ફતેહની જરૂર છે તેઓને, પોતાની માગેલી મુરાદ બર લાવવા માટે બંદગીની શરૂઆત થકી આય રોજ ઉત્તમ છે.

આસામી કે જેને પોતાને આ દુન્યામાં પોતાની 'રોજી' નાં બાબમાં વધુ ફાયદો મેળવવાની આતુરતા છે, યા પોતા પરની આફત, રંજ, મુશકેલી વિગેરે ટાળવાની જરૂર છે, તેને નીરંગ, યા ધર્મ ક્રિયા કે જે આ કેતાબમાં ફરમાવી છે તેની શરૂઆત માટે "એ" રોજ વધુ ફાયદેમંદ છે.

---

## નીરંગ બાબે શાહી.

કેતાબમાં ફરમાવીયા મુજબ પવિત્રાઇથી 'બાજ' લઇને જે કેશર

ભુકી લઇને ચોખ્ખું પાણી ગરમ કરીને તેના ખપ જેટલું રેડીને જેટલો ખપ હોય તેટલીજ શાહી બનાવવી. કેશરની શાહી ખપ હોય એટલો કેશર લઇને ઉપર જણાવીયા મુજબ બનાવવી, અને ખપ પુરો થતાં શાહી વધે તો વાડીની જગામાં યા કોઇનો પગ નહિં પડે એવી જગાએ ખાડો ખણીને નાખવી, અને ઉપર મટોડી વાળી લેવી, ગમે તેટલા દીવસ નીરંગ લાગટ બનાવે પણ શાહી ઉપર જણાવીયા મુજબ તુરત ખપ જેટલીજ બનાવવી.

## નીરંગ બાબે કાગળ.

નીરંગ લખવા બાબે કાગળ સફેદ વાપરવામાં આવે છે. નીરંગ બનાવવાના દરેક નિયમમાં આબી એક ધીઆનમાં રાખવાની ખાસ જરૂર છે કે જયારે નીરંગ કીધી હોય ત્યારે આગળ જણાવીયા મુજબ ( નીરંગ ધોઇને પીવાનીમાં ) નીરંગ લખી અને પાક પાણીમાં ભીંજવી પાણીમાં લખેલી કેશર મળી જવા બાદ કાગળ ચોળીને કાઢી લેવું અને જમીનપર નહિં મુકતાં બીજાં એક સ્વચ્છ વાસણમાં મુકવું અને નીરંગ કરી ફારેગ થયા પછી તે કાગળ પણ કોઇનો પગ નહિં આવે એવી જગ્યાએ ખાડો ખણીને નાંખવું.

## નીરંગ બાબે પાણી.

સર્વ કોઇએ નીરંગ બાબે જોઇતું પાણી કુવાનું લેવું. પહેલાં તન સરવેરથી ( માથાવેરથી નાહીને ) પાક કરી કુવા યા વેહેતા જહરાનું પાણી લેવું, જો તે નહિં બની શકતું હોય તોજ જળનું વાપરવું.



### તખતીઓ.

આસામીઓ કે જેઓને ઝંદ, પેહલવી, ફારસી, વિગેરે લખતાં નહિ આવડતું હોય તોઓએ, યા જેઓને વારંવાર લખવું કંટાળા ભરેલું લાગતું હોય તેઓએ આ પુસ્તકમાં જણાવેલી નીરંગો ચાંદીનાં યા બીજી શેનું ધાતુનાં ઉપર ( જેમ હાલ મોનોગરામ' કોતરાવે છે તે મુજબ ) સીકકા માફક તખતીઓ કોતરાવી રાખવી કે જે વર્ષો સુધી અને બચ્ચાંઓનાં બચ્ચાં સુધી જલવાઇ રેહે, પણ ધ્યાન રાખવું કે એક બીજી નીરંગો યા તાવીજો અદલ બદલ વાપરવામાં નહિ આવે તેથી ઉલટું ફાયદાની વતી જીંદગીને નુકશાની પોહોંચે છે.

આગળ જણાવ્યા મુજબ એ કોતરાવેલી તખ્તીઓ જયાં નીરંગ ધોઇને પીવા ફરમાવી છે તેને એટલુંજ કે પવિત્રાઇથી શાહી બનાવી તેતખતીપર લગાડી, કાગળપર છાપની માફક દાબવી, અને તે કાગળ સ્પચ્છ પાણીમા ધોઇને પાણી ઉપયોગમાં લેવું પણ જયાં નીરંગ બાંધવા ફરમાવી છે તેને માટે શાહીની જરૂર નથી. “ ફક્ત તે તખ્તીઓ ( ગલામાં યા જેમ પેહેરનારને ભાવે તેમ લૉકૅટ માફક યા ઘડીઆળના છેડામાં ) પેહેરવી ” પણ પેહેરવા આગમચ લોબાંનની ધુપ દેવી, અને પોતાના પેદા કરનાર પાસે ફતેહ માંગવી યાને આતશપર મદદ ચાહાવી, (એ બાબે નીરંગ ધોઇને પીવાનીમાં પણ એસારો કર્યો છે) કે “ અય કુલ આલમનાં માલેક સાહેબે સખાવત તારા પેદા કરેલા રાસ્ત રાહાબરો મારફતે આવેલા આય કલામોને હું મારા પોતાનાં ( જે દર્દ હોય તેનું નામ લેવું ) ફાયદા માટે પેહેરૂંછું તો તુ કીર્તિવંત કીરતાર મદદ આપ, અને ફાયદો પોહોંચાડ ” વળી ધ્યાનમાં રાખવું કે તે તખ્તી દર્દીએ પેહેર્યા બાદ પોતે અભરછતને અડક્વું નહિં યા પોતે થવું નહિં. છતાં જો કોઇ બાનુંને માસિક માંદગી હોય તો તુરત તે તખ્તી કાઢી નાખવી; અને પાક થયા પછી પાછી ધુપાવીને પેહેરવી.

શુખર મુકી આતશ ઉપર ને પહેલાં ૧૧ અશેમ ભણવી.

---

## ઝંદ, પેહેલવી, અને ફારશી ભાષા.

ગુજરાતી ભાષાની માફક ડાબા હાથપરથી નહિં પણ જમણા હાથપરથી શરૂ થાય છે, માટે નીરંગ કરનાર સર્વે આસામીએ જયાં એ ભાષાનાં ‘ કલાંમ ’ આપેલા છે તે ઉપર જણાવીયા મુજબજ શરૂ કરવા યાને લખવા.

---

## બંદગી અને ક્રિયા કરનારનાં કપડાંની ચોખ્ખાઈ.

ખરી જરથોસ્તી બંદગી કે જેથી પવિત્રાઇ ભરેલી મુરાદ, અને નેમ પોતાના પેદા કરનાર પાસેથી બર લાવવાની અને પાર પાડવાની છે, તે આ દુનીયાને લગતાં સુખની તેમજ તે કરતાં પણ વધુ અમ્મર સુખ, અશો અહુરમજદનાં દર્શન ઉંડાં જ્ઞાન લગતી છે, કે જે વખતે બંદગી અને ક્રિયા કરનાર આસામીએ પોતાનું તન પાક અને કપડાં સ્વચ્છ રાખવાની ઘણી અગત્ય છે.

---

## ખોરાક.

નીરંગો અને ક્રિયાઓ જે આ કેતાબમાં જણાવી છે તે કરવા પેહેલાં અમલ કરનારે પોતાનાં હમેશના ખોરાકમાં પરેજગારી રાખવાથી તુરત ફાયદો મલે છે. કોઇ પણ જાતના માસ, દારૂ, મછીથી પરહેજ રહેવું એ સઘલું કરવું અને સર્વ ફરમાન પાળવાથી તુરત મળતો ફાયદો એ સર્વ બંદગી અને ક્રિયા કરનારની મરજીપર આધાર રાખે છે.

---

## હરેક પ્રકારનું બિકટ દરદ દફે કરવાની બાબમાં.

જો કોઇ પણ આસામીને કંઇબી બિકટ દર્દ થયું હોય કે જેથી તેને અત્યંત બેચેની ઉત્પંન થતી હોય, યા હરેક પ્રકારની આફત, ફીકર યા દર્દ કોઇબી પ્રકારનું હોય તો પાક દાદાર અહુરમજદને નામનાં ઇઅશતની, જશન, સાથે દરૂન ચાલુ કરવા, યા પોતાની ગુંજાસ માફક અહુરમજદની આરાધના કરવી કે જેથી સર્વ હરકત નડતી દફે થશે.

---

## હરેક પ્રકારની મુશ્કેલી ટાળવાની બાબમાં.

અગર જો કોઇ રાશતીરાશ ભલી દીનનાં પાળનારને કંઇ બિકટ દર્દ થયું હોય યા કંઇ આફત અથવા મુશકેલી નડતી હોય તો પાક ફીરેસ્તાઓની નૈયતે બાજ, આફરગાન, ઇજશની, વંદીદાદ, પોતાની ગુંજાસ માફક ચાલુ કરવું, યજદાંનની બક્ષેશથી સર્વ હરકત દફે થશે.

---

## પેટમાં દુઃખતું દફે કરવાની બાબમાં.

અગર કોઇબી શખસના પેટમાં દુઃખતું હોય તો પાકી હોશીયારીથી કુશ્તી પાદીઆબ કરીને અરદીબેહેશત પાદશાહ બાજ લઇને નીચલી નીરંગ સાત વખત દર્દીના પેટપર હાથ ફેરવતાં પઢવી, દાદારની રેહેમથી પેટમાં દુઃખતું દર્દ દફે થશે.

"કલામ."

"પનામે ઇઆરેશે પાક અહુરમજદ ખોદાએ ખાવીંદે રાસત વ અરદી

બેહેસ્ત પાહાદસાહ દઇઅજદાંને મીનોઆંન વ દઇઅજદાંને ગેતિઆંન, કુલ બલા દફે કુનમ, આજાર દફે કુનમ, હએ દર્દ દફે શવદ, અએ પાકી બુલંદ દાદઘર રાસત અહુરમજદ અવજુની અશોને અશેમ વોહુ (૧)"

---

જો કોઇબી ભલી દીનનાં હમદીનને પેટમાં દર્દ વધુ થતું હોય તો પાક આતશ-બેહેરાંમની આરાધના કરવી. યાને પોતાની રોજની ફરજીઆત બંદગી પાક આતશના મકાનમાં જઈને કરવી. સુખડ ખુશબોઇ પોતાની ગુજાશ માફક લઇ જવું. જો શકિત હોય તો કંઇ બીજી ચીજો જેવી કે ગાલીચા ચેરાઘો (બતી), વિગેરે ભેટ કરવું, અને બની આવે તો પોતે જયાં તુલીક બંદગી ગુજારે ત્યાં સુધી રોજ ઘીની કોપરેલની બતિ તે પાક મકાનમાં ચાલુ કરાવવી.

---

## બોખાર આવતી દફે કરવાની બાબમાં.

અગર જો કોઇને બોખાર (તાવ) આવતી હોય તો તે દફે કરવા માટે પવીત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી અરદીબેહેસ્ત પાહાદશાહની બાજ લઇને નીચલા "કલાંમ" સાત વખત પઢતાં એક દોરો બનાવવો, અને એક વખત નીરંગ પઢી એક ગાંઠ વાળવો, એમ સાત વખત પઢત સાતાં ગાંઠ વાળવા અને જેને બોખાર આવતી હોય તેને ડાબા હાથની બાજુએ બાંધવો. દોરો બાંધવા પેહેલાં આતશપર શુખર, અગરની ખુશબો મુકી પાક અહુરમજદનું નામ જુબાંનપર લઇ તે દોરાને ધુપાવવો અને પછી દર્દીને બાંધવો.

---

"પીંછી કરતાં પઢવાની નીરંગો."

"દઇઅજદાન દાદઘર દાદાર અહુરમજદ* કુલ બલા દફે શવદ, ઓ દેવ, ઓ દરૂજ, ઓ પરી, ઓ કફતાર, ઓ સેહેરાંન, ઓ બાદ અખત હેદ અખી દર્દ શેકમ, હમએ દર્દ હફત અનદાંમ, ખલલે શેતાંન હમએ હરકતે શેતાંન, ઓ ખલલ દેમાવ શેતાંન, ખાતર પરી શાંન બાદ* ઓ બદ નજર બરવીજત* તા. દીદને નવશત માનંદ,

હમ ચુનિન બલા દફે શવદ, હમએ બલા દફે શવદ કુલ આજાર દફે શવદ, હમએ કારે હેરેમન નાબુદ શવદ* અએ દાનાં દાદાર બનામે યારીએ તુ હમએ દર્દ, વ આજાર, વ બોખારે ( એ જગોએ દર્દીનું નામ લેવું. ) દફે કુનમ* ”

“ કુ સેકનમ એ વાએનુંમ નેઝાર કુનમ, કાલબુદેશોમા દેવાન, આ દરૂજાન, એ જાદુઆંન, એ પરીઆંન ૫ હોમ વ બરસમ વ દીને રાસત, વ દરૂસત, વેહે દાદાર અહુરમઝદ પીરોજગર પાક ખુદાવંદ એ મન યાશીદ, હોમ ઇઅજદ કુલ બલા દફે કુન, હમએ બલા દફે કુન, અએ ઇઅજદ તુઈ મુઝાહમે હમએ દર્દ દર્દ. (એ જગોએ દર્દીનું નામ લેવું) દફેકુન* હમએ બલા દફે શવદ* ” અશેમ વોહુ ( ૧ )

ઉપર જણાવ્યા મુજબ બન્ને નીરગો “ કુલબલા દફે શવદની અને કુસેકનમની ” સાત વખત પઢતાં દરેક વખત તે દર્દીને પીંછી કરવી, જો પાકી હોશીયારીથી અને ખરી પરેજગારીથી એ કાંમ કરવામાં આવશે તો તુરત યઝદાંની બખશેશથી ફાયદો મળશે.

---

## આખનું દરદ દફે કરવાની બાબમાં.

કોઇ આસામી મર્દ યા ઔરત યા બચ્ચું કોઇનીબી જો આંખ દુ:ખતી હોય તો ખુરશેદ ઇઅજદની આરાધનાં કરવી. અથવા તેની બંદગી ચાલુ કરવી યા પોતાથી બની શકે અને ગુંજાશ હોય તો ઇજશની, જશન, સાથે દરૂન ચાલુ કરવા. યા પોતાની ગુંજાશ મુજબ ખુરશેદની નીઆએસ, ઇઅસત પઢાવવી તથા ખુદ પોતે પઢવી. ખુરશેદ યશત ભનવી રોજ નાંહી માંડાં વેરથીને.

---

## આંખ આવી હોય યાતો ખરાબ પાણી આંખે ઉતર્યું હોય તેની બાબમાં*

જો આંખ આવી હોય યા ખરાબ પાણી આંખે ઉતર્યુ હોય તો બેહેરાંમ ઇઅશતનો ૧૬) મો કરદો ( ફકત એકલોજ ૧૬ મો કરદો આખી ઇઅશત નહિ ) ૧૦૮ વખત દરરોજ પઢવો. અને તનદોરસ્તીમાં ફકત દર્દીનુજ નામ લેવું એટલીજ બંદગી રોજ ચાલુ રેહેશે તો પાક ઇઅજદાંની યારીથી સર્વ હરકત ટળી દર્દ દફે થશે. ( એ ૧૬ મો કરદો દરેક વખતે પઢતાં દર્દીની આંખપર હાથ ઉતરતો ફેરવવો. ) એ કરદો રાશતીરાશનો છે.

---

## આંખે ફુલું પડયું હોય તેની બાબમાં.

જો કોઇબી ભલી દીનનાં બેહેદીનની યા એરવદ દશતુરની કોઇનીબી આંખમાં ફુલું પડયું હોય તો શ્રી આતશ—બેહેરાંમની દરબાહમાં સુન્નાની યા રૂપાની આંખો ભેટ મોક-

લગી. યાને પોતે પોતાના દુઃખ બાએ પવિત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી આતશબેર સુખડ, ખુશબોઇ મુકી કહેવું કે આંખ સારી થશે તો ચાંદીની યા સુન્નાની આંખ આતશ-બેહેરાંમમાં ભેટ કરીશ. ભરોશો અને એકદીલ રાખી જો આરાધના કરી હશે તો પોતાનાં કામમાં ફતેહ પામશે. આંખ બાધે શારૂ થશે.

---

## શીતળામાં આંખ આવી હોય યા દુઃખતી હોય યા વધુ દર્દ થતું હોય તેની બાબમાં.

કોઇબી બચ્ચાંની યા મર્દ તથા ઓરત કોઇનીબી આંખને શીતળાના દર્દ વખતે કંઇબી રીતની હાંની પોહોંચી હોય તો પવીત્રાઇથી કુસ્તી પાદીઆબ કરીને અરદીબેહેશત અમશાસપંદની બાજ લઇને દર્દીની આંખપર હાથ ફેરવતાં નીચલા કલાંમ સાત વખત પઢવા.

---

' કલાંમ '

**" બનામે ઇઅઝદાંન દાદગર દાદાર અહુરમજદ બખશાઇ (અંદેહ બખશાઇશગેરે મેહેરબાંન પાક દાવર દાનાંવ તવાનાં બીચુન બીનમુન, બલા દુર કુનમ* હમે દર્દ દફે કુનમ, હમે દર્દ બચશમ દફે શવદ, હમે બદકારે સેતાંન દફે શવદ, અઝ સાહેબે સખાવત યારી બીદેહ* દર્દ** ( અહીઆં દર્દીનું નામ લેવું ) **દફે શવદ***

---

અગર જો આંખની બીમારી ચાલુજ હોય તો શ્રી પાક આતશ બેહેરાંમની દરગાહમાં પોતાની ગુંજાસ માફક સુખડ, અગર ખુશબોઇ, વિગેરે મોકલવું, અને દર્દ મટી જાય ત્યાં સુધી એ ક્રિયા ચાલુ રાખવી. વળી એટલા દીવસ બની આવે તો ઘીની બત્તી તે પાક મકાનમાં રાખવી. અને શક્તિ હોય તો બીજી ચીજો જેવી કે ગાલીચા, મુન, પાક ખોરદેહ અવસતા વિગેરે ભેટ મોકલવી.

---

## માંથુ દુઃખતું દફે કરવાની બાબમાં.

પવિત્રાઇ અને પાકી હોંશીયારીથી અરદી બેહેસ્ત પાહાદસાહની બાજ લઇ ( હાથમાં અરદીબેહેસ્ત પરની રખ્યા લઇ ) જેનું માથું દુઃખતું હોય તેનાં માથાપરથી હાથ ફેરવતાં નીચલા કલાંમ સાત વખત પઢવા, અને દરેક વખતે બંન્ને 'ટીકરીઓ' પરથી બે આંગલાં ( અંગોઠા અને તેની પાસેની આંગલી ) લઇ નીદાર ( કપ્પાલ ) વેર હાથ લેવો.

' કલાંમ. '

**ઇઅજદાંન દાદવર દાદાર અહુરમજદ* બનામે ઇઅજદ બખશાઇઅનદેહ બખશાઇશગરે મેહેરબાંન* કુ સેકનમ ઓ વાયનુમ નેજાર કુનમ કાલબુદે શોમા દેવાંન ઓ દરૂજાન ઓ જાદુઆન ઓ પરીઆંન***

**૫ હોમ વ બરસમ વ દીને રાસત વ દરેસત વેહે કે દાદાર બુલંદ પાકી અહુરમજદ એો મન ચાશીદ* હોમ ઈઝદ કુલ બલા દફે કુન* હમએ બલા દફે કુન* અએ ઇઝદ તુંઇ મુજાહમે હમએ દર્દ* હમએ બલા દફે શવદ* અશેમ વોહુ (૧)***

ઉપર જણાવ્યા મુજબ અરદીબેહેશત (આતશ) પરની ઉજળી રખ્યા લેવી અને ક્રીયા કર્યાબાદ કપ્પાળ પરથી કાઢી નહી નાંખતાં એમની એમ રેહેવાજ દેવી.

---

જો કોઇબી આસામીને હમેશાં માથું દુઃખવાની ટેવ હોય કે જે દર્દ સારૂં નહિં થતાં દર્દીનો જીવ હમેશાં બેચેન રેહેતો હોય તો તેને હમેશાં આય કેતાબમાં જેમ પેહેલો ઈલાજ બતાવ્યો છે તે મુજબ ક્રિયા કરવી. છતાંબી જો દર્દનું જોર રહે તો તંન પાક કરી સ્વચ્છ કપડાં પેહેરીને સુખડ ખુશબોઈ આતશપર મેલીને મુરાદ ચાહાવી અને પોતાની ગુન્નશ માફક હોમ ઈઝદની આરાધના દરૂન, બાજ, આફરગાન, ઈઝશની જશન, વિગેરે કરવું રેહેમી ખુદાવદની મેહેરથી પોતાનાં કાંમમાં ફાયદો પામશે.

---

## જો કોઇને નાકનું તેમ મોનાંનું* ગરદનનું* કાંનનું* દુઃખ હોએ તો.

રોજ પાછલી રાતે ચાર વાગે ઉઠી માંઠાં વેરથી નાહીને અહુરમજદ એશ ભંને પન (ફરસતોઃએ હુમતોઈએ બેશચ) નહી ભનવું તેમ (નેપાઈઉશ મગીમ ઓરૂઅતેમ) એ કરદો નહી ભંનવા તનદરોશતી ભંની દરદીને નાંમે ભનવી દરદ શારૂ થાએ ને રાશતીરાશ દાદગર દાદાર અહુરમજદને નાંમે ખુશાલીનું જશન ભનાંવવું બાજ અશનમ પરેજી ભનાંવવુ.

---

## જો કોઇને પેતનું દરદ હોએતો.

આવાં અરદૃાશુરની નેયાએશ કુશતી કરી જુદીને એ એકજ એશ હાતમચનાં હા શાતની ભનવી. તનદરોશતીમે દરદીનું નામ ભનવું પેતનું દરદ પીતાનું દરદ, પીશાબનું દરદ તલીનું દરદ હોએતો એ નેયાએશ દુખી માંનશે એતલુંજ ભનવું તંનદરોશતી એ દરદીનું નાંમ ભનવું દુખ શારૂ થાએ ને આવાં અરદુસશુર ને નાંમે જશન બાજ અશતમ ભનાંવવું.

---

## પગનું, ગુંતીનું, માંદવાર ગનો હોએ, પીઠનું દરદ હોએ, નખનું દરદ થતું હોએ તો.

મોતી હોમએશ આતશ લઇને પાછલી રાતે ચાર વાગે ભનવી તે રખેયા ચારે દીશાએ ઉતારવી. પશચીમ દકશીન પુર્વ ઉતરે શવરે આતે ઉડારવી ને રખેયાં દુખની ઉપર દરદનાં મોનાં ઉપર ફેરી લઇને દાબવી બુરી હવા દુર થશે શારૂ થાએ ને હોમ યજદ ને નામે ઇજશની ભનાંવવી. આફરગાંન બાજ અશતુમ ભંનાવવું.

## પિત્તાનું દર્દ દફે કરવાની બાબમાં*

જો પેટમાં પિત્તાનું દર્દ થયું હોય તો પોતાની ગુંજાશ માફક હરેક ફરેસતાની આરાધનાં કરે, યા પોતાથી બને તો ફરેસ્તા કરે, નહિંતર શીરોજા ઇઅશત રોજ પઢવી ચાલુ કરે. યા કોઇ પાસે ભણાવે.

---

## પીઠપરનું દર્દ દફે કરવાના બાબમાં*

પાક બુલંદ દીનનાં પાળનાર કોઈબી આસામીને પીઠપર દર્દ થયું હોય તો ગરીબોમાં કપડાંની ખેરાત કરવી ચાલુ રાખવી. રેહેમી ખુદાવંદના નામની સખાવત કરવી કે જેથી ફાયદો મળે.

---

## તલ્લીનું દર્દ દફે કરવાના બાબમાં*

જો તલ્લીનુ દર્દ થયું હોય તો તન પાક કરી સ્વચ્છ કપડાં પેહેરી નદી યા દર્યાની આરાધના કરવી. અને પોતાની ગુંજાશ માફક આવાં અરદવીસુરનાં દરૂન, બાજ આફરગાંન, જશન, ઇજ્યશની, સાથે ચાલુ કરવા. ઇઅજદાંના હોકમથી ફાયદો મળશે.

---

## પીશાબનું દર્દ દફે કરવાના બાબમાં*

દર્દ પિશાબનું થયું હોય તો રોજ દર્યાવ કીનારે અથવા નદીએ પાક આવાં અરદ્વીસુરની આરાધના કરવી. જો બની શકતું હોય તો દરૂન, ઇજશની, જશન, વિગેરે કરે યા નહિતો રોજ આવાં ન્યાઅશત પઢવી જારી કરે. ન્યાઅજદાની બખશેશથી પોતાના કાંમમાં ફાયદો દેખે.

---

## દરેક નવું કામ શરૂ કરવાના બાબમાં*

કોઇબી આસામી દરેક નવાં કાંમની શરૂઆત કરવા ચાહે યા વાડી, વહાણ, ઇમારત મેહેલ ઘર વિગેરે દરેક નવું કામ શરૂ કરવા ઇછે તો તેમાં ફતેહમંદી મેળવવા પ્રથમ પોતાની ગુંજાશ માફક કરાવવું ઇઅજદાંના હોકમથી ફાયદો મલશે. જશન :આફરગાન બાજ ન્યાએશતમ પરેજી ભનાવે.

## કંઇબી મુશ્કેલ કામની આસાન ચાહાવાના બાબમાં*

અગર કોઇબી શખસને એવું મુશ્કેલ કામ આવી પડયું હોય કે જેથી તે અધવચ દર્યાવમાં ડુબી જાય એવી ધાસ્તીમાં હોય, યા વાહાણ ડુબવાની ધાસ્તીમાં હોય, યા આબરૂને ધોકો લાગતો હોય, અત્યંત બીમારી વધી ગઇ હોય વિગેરે કંઇબી એવું મુશ્કેલ કામ હોય કે તેમાં ખાકી બંદાનો કંઇબી વગ લાગે એમ નહિ હોય તો દરેક ફરેશતાની આરાધનાં કરવી, યા મુરાદ ચાહાવી કે ' ફરેશતા ' કરશું તો તરત મુશ્કેલ ટળે.

---

અગર જો કોઇબી આસામીને ખોવાબની બીક નહિંજ ટળે તો શરોસ અશોની ખ. શનુમનથી બાજ આફરગાંન, ઇજશની જશન પોતાની ગુંજાશ માફક કરાવવું અને દર રાત્રે સુતી વખતે સરોશ બાજ પઢીને તે બાજ ધરી સુવું. દાઅજદાંની બખશેશથી સર્વ હરકત ટળશે.

---

## નારગોર દુર કરવાના બાબમાં*

પવિત્રાઇથી કુસ્તી કરી 'અરીએહેશત પાહાદસાહ' ની બાજ લઇને ચાર શોય લઇને નીચલા કલામ સાત વખત પઢવા અને નારગોરનાં દર્દીની જમણી બાજુએ તે સોય પાણીમાં નાખવી. ઉપર જણાવ્યા મુજબ દરેક વખતે સાત વખત કલામ પઢી એકેકી સોય પાણીમાં દર્દીની જમણી બાજુએ નાખતાં જવું એ પ્રમાણે ચાર સોય લઇ ચાર વખત પઢવું. પાક ખુદાનાં હોકમથી કાયદો પામે.

---

### 'કલામ'

**અમેરેતાતસચા હીઅદ વાચુ અકા મનંઘા ઇઅંગ દેઉઇઅંગ અકશચા મેનીરુશ અકા શીઓથનેમ વચંઘા ઇઆ ફરચેનશ દરેગુઅંતેમ ખસીઓ પોરોઇઅસનાચુ ઇઅનાખશતા ઇઆરશ સરાચુઅ હીઅતી ઇઅજી તાઇઅશ અથાહાતામરાને અહુરા વહેસતા વાસતા મંનવા થવહમી વે મજદા ખશથરોઇઅ અશાઇઅચાસેંઘો વીદાંમ.**

---

કશતાતી બાનુને 'કમલનું ફુલ' ગળામાં પેહેરવ્યાથી પણ તે બાનુનો છુટકારો જલદી થાય છે. યા દર્દનું જોર કમી થઇને તે બાનુનાં શરીરમાં દુઃખ ખમવાની તાકાદી રહે છે, અને જીવ બેચેન નહિ બનતાં જીવમાં શાંતી વળે છે.

---

## કોઇબી બાનુને હાડનું દુધ નહિં આવતુ હોય તેના બાબમાં*

જો કોઇબી બાનુને બચ્ચાંનો જન્મ આપીઆ બાદ દુધ બરોબર નહિં આવતું હોય વા 'અહુરમજદની' બાજ લઇને પુરતી પરહેજગારીથી ઉપલાજ ઝંદ કલામ (જે બાલકનો જન્મ આપતાં કશતાતી બાનુને ધોઇને પાવા ફરમાવીઆ છે તે) લખીને પવિત્રાઇથી પાસે રાખે યા ધોઇને પીએ તો દુધની વરધી થાય.

---

## ફરજંદબાબે મોરાદ બર લાવવાનાં બાબમાં*

આસામી, કે જે ફરજંદ બાબે મોરાદ ચાહાવા ઇચ્છે તો પાક 'આવાં અરદઇસુર'ની જશન, બાજ, આફરગાન તથા નીઆએશ, આવાં યઅશત વિગેરે બંદગી તથા ક્રિયા કરવી યા કરાવવી જારી રાખવી. જો એટલું કરવાની શક્તિ ન હોય તો પોતાની ગુંજાશ માફક

કરવું. તથા અમેરદાદ અમેશાસપંદની આરાધનાં કરવી અને મોરાદ ચાહાવી, કે ફરજંદ થવાથી ( જેટલી પોતાની ગુંજાશ હોય એટલાં ) ઝાડ રોપાઉં.

પોતાની મોરાદ બર આવ્વે ગુલાબ, મોધરો, દાડમ, કમલ ફુલ લીલાનું [illegible] વિગેરે ઝાડો અગીયારી યા આતશ બેહેરામનાં પાક મકાનમાં રોપાવવાં ઇઝદાંની બખશેશથી ફાયદો પામે.

---

જેઓને ત્યાં ફરજંદની વૃદ્ધિ નહિં હોય તેઓએ ( મરદ અને બાનુ બંન્નેએ ) હોમઇઅજદ અથવા અરદીબેહેશત પાદશાહ બંદગી કરવી યાને અરદીબેહેશત અથવા હોમઈઅશત રોજ પઢવી. યા પોતાની ગુંજાશ હોય તો તેઓના નામથી બાજ, આફ્રગાંન, દરૂન, ઇઝશની, જશન, વિગેરે કરવું અને ઇઝદાંની યારી ચાહાવી. ખુદાવંદની બક્ષેસથી ફાયદો મલે.

---

## મરણ પામતાં ફરજંદોની તનદરોસતી ચાહાવાના બાબમાં.

જરથોશતી ભલી દીનનાં પાળનાર કોઈબી આસામીને ત્યાં ફરજંદો થતાં હોય અને મરી જતાં હોય તો તેની તનદરોસતી યાને હયાતી ચાહવા સારૂ હોમઇઅજદની નૈયતે બાજ, આફ્રગાન ઇઅજશને, જશન વિગેરે જારી કરવું. જો તે એટલું કરવાની શક્તિ નહિં હોય તો બાજ આફ્રગાન કરવું ઇઅજદાનાં હોકમથી ફાયદો મલશે [illegible] તો જાતે આફ્રગાંન ઉશેનગેહમેં દરએક મહીને દાદગર દાદરના અહુરમજદ રોજે [illegible].

---

પોતાના ફરજંદની અને પોતાની તનદરોસતી ચાહાવા વાસ્તે હોમઇ [illegible] યશનુમને ઇઅજશને દરૂનબાજ તથા આફ્રગાન હોમઈઅિજદની નૈયતે કરાવવું [illegible] કરવાની શકિત નહિં હોય તો હોમઈઅશત હરરોજ પઢવી અને તનદરોસતીમાં [illegible] પઢે તેનું નામ લેવું. મોતી હોમનો પહેલો કરદો રોજ ઉશેનગહેમે પાછલી રાતે [illegible]. ચાર વાગે. તેજ ચાર દીશા રખેયાં ઉડારવી.

---

## ખેતરમાં અનાજ વધુ પકવવાના બાબમાં.

અગર હરકોઈ આસામી ઇચ્છે કે તેના ખેતરમાં ( જમીનમાં ) પાક સારો ઉતરે તો હોમની આરાધના પોતાની ગુંજાશ મુજબ દરૂન, બાજ, આફ્રગાન, ઈઅિજશની જશન, વિગેરે ક્રિયા કરીને કરે. તેટલું નહિં બને તો હોમ ઈઅશત રોજ પઢવી ચાલુ કરે તો ઈઅિજદાંની બખશેશથી ફાયદો પાંમે. મોહતી હોમ યશતનો પહેલો કરદો રોજ ભનવો.

---

પાક મેહેર દાવર ઇઅજદને નામનાં દરૂન, બાજ ઈઅિજશની, જશન, વિગેરે કરી પાક ઇઅજદાંથી ફાયદો ઇચ્છે તો રેહેમી ખુદાવંદની બખશેશથી ફતેહ મલે.

---

પાક આવાં અરદુઇસુરની આરાધના પોતાની ગુંજાશ મુજબ ઉપર જણાવ્યા મુજબ કરે યા પઢવી જારી કરે તો દાદારની રેહેમથી અનાજના બાબમાં ફાયદો મલે. દીન રોજે જશન ભનાવવું. બાજ અશતમ શાને.

---

જે કોઈ આસામી અનાજ બાબે ઇચ્છે કે પુરતાં જથ્થામાં તેનાં ખેતરમાં ધાન્ય ઉત્પન્ન થાય તો અસપંદારમદ અમેશાસપંદની આરાધના (ઉપર બીજા ઇઅજદોની ફરમાવી છે તેમ) પોતાની ગુંજાશ માફક કરે યા દરૂન, બાજ, આફ્રગાન, જશન, ઈઅજશની, વિગેરે ક્રિયા કરે, તો પરવરદેગારની મદદથી તેનાં કામમાં જશ સહિત લાભ મલે.

---

ઉપર જણાવ્યા મુજબ પવિત્રાઇથી પાદીઆબ કુસ્તી કરી પાક સરોશ અશોની બાજ લઇને હમેશાં રોશની ભર્યાં માહાતાબની શેતાએશ પઢવી ચાલુ કરે. યા બની શકતું હોય તો દરૂન, બાજ, આફ્રગાન, જશન, ઇઅજશની, વિગેરે ક્રિયા કરે કોઇ પણ રીતની નેક મુરાદ બર લાવ્યા બાબે માહાબોખતારની ઉપર જણાવ્યા મુજબની બંદગી અને ધર્મ ક્રિયા કરે તો ચાહેલી મુરાદ જલદી બર આવે. (માહા આગલ દીન યશત પઢવી.)

---

## રોજીનાં બાબમાં*

અગર હરકોઇ આસામી બાનુ યા ગ્રહસ્થ પોતાની રોજીમાં વધારો થયલો જોવા ઇચ્છે, યાને વધુ દોલત, (પૈસા) મેલવવાની ખાયશ હોય તો પવિત્રાઇથી કુસ્તી કરી પાક દાદાર અહુરમજદની બાજ લઇ, આતશપર સુખડ ખુશબો મુકી પોતાની રોજીમાં વધારો થવે 'પાક ખુદાવંદ'નો હીસ્સો રાખવા બાબે મુરાદ ચાહાવી (પોતાની ઇચ્છા મુજબ રોજી બાબે મુરાદ ચાહાવી અને મરજી પડે તેટલો, રૂપીએ આની, બે આની, ચાર આની, યા ખુશી પડે તેટલો હીસ્સો કહેવો, અને હમેશાં પોતાની આવકમાંથી તે હીસ્સો કાહાડવો, પછી તે હીસ્સો ખુદાની રાહપર ક્રિયા, ખેરાત, વિગેરે નેક કાંમમાં વાપરવો) તો ઇઅજદાંની યારીથી ફાયદો પામે. રોજીનાં બાબમાં આ ઉપાય સર્વથી ઉત્તમ છે.

---

## ઊમરદરાજી ચાહાવાના બાબમાં*

અગર જે કોઇબી પોતાને માટે યા બીજા કોઇને થકી લાંબી જીંદગી ઇચ્છે તો અમરદાદ અમેશાસપંદની આરાધનાં (આગળ બીજા ઇઅજદો વિષે જણાવ્યું તે મુજબ) કરે તો ઇઅજદાંની મેહેરથી ફતેહ પામે.

## ભુલું પડે તેના બાબમાં*

જો હરેક કોઇબી આસામી યા બાનુ યા બચ્ચું કોઇબી જો માર્ગમાં યા મુસાફરીમાં રસ્તો ચુકી ભુલું પડે તો પાકી હોસ્યારીથી પાક સરોશ અશોની બાજ લઇને અહુનવર (૧૧) પઢવા અને નીચલા કલામ પઢવા. પાક બુલંદ દાદારની મદદથી હરકત, મુશ્કેલી ટળી પોતાને ધારેલે માર્ગે વગર મેહેનતે પોંહોચે. યાને તે આસામીને ચાલવાનો ખરો માર્ગ સુજે.

'કલામ'

**ઇઅજદાંન પાક રાસત દાદાર અહુરમજદ* પનામે ઇઅજદાંન અહુરમજદ ખોદાઈ* ખાવીંદે રાસત અવજુની ગુરજે ખોરેહ અવજા-ઇઆદ ખુબ સુરત સરોશ અશો તગી પીરોજગર બાદ* દસતગીરે રવાંન* હમા તન પાસબાંન અશોઆંન* અશો નેગેહદાર* સરોશ ચાદદાર* સરોશ રાશતીરાસ હાવા રવાંને પાસબાંન* રોજ માહો શ-બાંન* સરોશ ઇઅજદ પનાંહ બાદ* અશોને અશેમ વોહુ (૧)**

જો તે વખતે વધુ જોખમ યા ભયંકર જેવી સ્થિતિમાં તે આસામી હોય તો પોતાથી અને તેમ સરોશ ઇઅજદની આરાધનાં પોતાની ગુંજાશ મુજબ કરવાનો ઇરાદો ધારે. શક્તિ મુજબ સરોશનાં દરૂન બાજ, આફરગાંન, જશન, ઇઅજશની વિગેરે કરવા ધારે અને તે મુસ્કેલીમાંથી ફારેગ થવા બાદ તુરત કહેલી ક્રિયા કરે તો પાક ખુદાવંદથી ફાયદો પામે.

---

નીચલી નીરંગ કે જે પાસે રાખવાથી દેવોની તોખમનાંઓથી પોંહોંચતી હરકત દુર થાય છે, તે જો પાસે રાખે તો માર્ગમાં યા મુસાફરીમાં કંઇ પણ હરકત કે જે દુષ્ટ ધનામીનોથી આદમ જાતને પોંહોંચે છે તે દુર થાય.

પાકી હોશીયારીથી અરદીબેહેશત પાદશાહની બાજ લઇ નીચલા કલામ સાત વખત પઢતાં પીંછી કરવી અને પીંછી કરવા બાદ અગર (આતશપર બાલવાની) નો ધુંવાડો તે દર્દીને આપવો. અને ધુંવાડો લેતાં પણ એ કલામ પઢવા. ખુદાની મેહેરબાનીથી બલા દફે થશે.

'કલામ'

**ઇઅજદાંન દાદઘર રાશત દાદાર અહુરમજદ બનામે ઇઅજદ બખશાઇઅનદેહ બખશાએશગરે મેહેરબાન* કુ સેકનમ ઓ વાએનુમ નેજાર કુનમ કાલબુદે શોમા દેવાન ઓ દરૂજાન ઓ હમએ જાદુઆન ઓ પરીઆંન ૫ હોમ વ બરસમ વ દીને રાસત વદરૂસત વેહે પાક બુલંદ દાદાર અહુરમજદ ઓ મન ચાશીદ અએ હોમ ઇઅજદ કુલ બલા આ-જારવ જાદુ વ પલીદી હમએદર્દ અજ** (દર્દીનું નામ એ જગોએ લેવું.) **દફે કુન* અએ ઇઅજદ તુઈ મુજાહમે હમએ દર્દ હમએ બલા દફે કુન.**

---

જો ભુત પલીદીનું જોર વધુ હોય તો હોમ ઇઅજદની ઇઅજશની તથા બાજ આફર-ગાન શાહા શ્યાવક્ષને નામે ઇજાવવું. ખુદાની મેહેરથી ફાયદો મળશે.

---

કોઇપર ભુત, પલીદીની ભારે અસર થઈ હોય તો દાદાર અહુરમજદની ઇઅજ-શની, જશન, અને આફરગાન બાજ શાહા શ્યાવક્ષને નામે ઇજાવવું. સર્વ હરકત દુર થાય. એક જનમે (મેહઆબાદ) જીવ શાવક કેવાયો છે)

---

## દુશમન દફે કરવાના બાબમાં*

દુશમન વધુ જોરાવર હોય અને પોતે સારી ચાલ ચાલવા છતાં શેતાનીયત ખસલત બતાવતો હોય યાને જે કોઈ આસામી કે જે સર્વદા સૌનું ભલુ ઇચ્છે છતાં તેની સાંમે કોઈ શખસ વેર ભાવ રાખી નાહાકનું દુઃખ દઇ હેરાંન કરે તો ઇઅજદાંની મેહેરથી દુશમન દફે થશે.

---

પવિત્રાઇ અને પાકી હોશીયારીથી અરદીબેહેશત અમેશાસપંદની બાજ લઇ નીચલા કલામ સાત વખત દરરોજ પઢે તો ઇઅજદાંની કરમ બખશેશથી દુશમન નાબુદ થાય.

'કલામ'

**"ઇઅજદાંન દાદવર રાસત દાદાર અહુરમજદ* રઇઓમંદ* ખોરહેમંદ* મીનોઆંન મીનો* માલેકે હફતકેશવર* આફરીનંદે કુલ આલમ* દાનાં* ઓ તવાનાં* અએ કેરદેગાર* દાદાર પાક* અહેરેમન વ દુશમન નાપાક* અહેરેમન દુશમન ખાક શવદ* અહેરેમન વ દુશમન* શેકશત વ દફેશવદ, અહેરેમન વ દુશમન હલાક શવદ* હમએ નસલે અહેરેમન વ દુશમન નાબુદ શવદ* દાદાર અહુરમજદ પીરોજગર પાક બુલંદ કવી* અય કેરદેગાર અજ તુ મુરાદ ખાહમ* દુશમને મન* હરીફે મન, વ અજ મન હમએ કારે અહેરેમન વ દુશમન દફે શવદ, અએ 'માલેક ખોરદાદ ઇઅજદરા ફરમા દુશમને દફે શવર."**

---

અગર જો દુશમન વધુ દુઃખ દીએ તો પાકી હોશીયારીથી અરદાબેહેશત અમેશાસપંદની બાજ લઈને દરરોજ આતશની નેયાશ દીવશ ૭ ભને, દરરોજ આંક નેયાશ ભને.

---

ઉપર જણાવ્યા મુજબ પવિત્રાઈથી કુસ્તી પાદીઆબ કરી હોમ પાહાદસાહની બાજ લઇને નીરંગ પઢતાં દર્દીને જ્યાં ઝેરી પ્રાણી ડંખીયું હોય ત્યાં હાથ ફેરવતાં પઢવી અને નીચે જણાવેલી નીરંગ પવિત્રાઈથી લખી ધોઇને પાવી.

"કલામ"

**"ઇઅજદાંન દાદઘર દાદાર અહુરમજદ* બનામે ઇઅજદ* બખશાઈઅનદેહ* બખશાઈશગરે મેહેરબાંન* કુ સેકનમ ઓ વાએનુમ નિજારકુનમ કાલબુદે શોમા દેવાન* દરૂજાન* જાદુઆન વ પરીઆન પહોમ બ બરસમ વ દીને રાસત વ દરૂસત કે મન ચાશીદ* અશોને અશેમ વોહુ (૯)."**

( ખરવસતર મારતાં પણ એજ નીરંગ પઢવી )

---

## નીરંગ રેતી ઇજવાની*

એ નીરંગ પણ રોજ ૫) મો અસપંદારમદ માહા ૧૨) મો અસપંદારમદ ને દીને ખપ હોય એટલી રેતી લઇ એક ધાતુના બનાવેલા પવિત્ર વાસણમાં મુકી નીચે જણાવ્યા મુજબ બાજ લઇ તે રેતીને ક્રિયાથી પાક કરી પછી ઘરમાં ઉપલેજ દીને છાંટવી.

**"ઇઅજદાંન દાદવર દાદાર અહુરમજદ* પનામે ઇઅજદાંન અહુરમજદ ખોદાઈ ખાવીદે રાસત અવજુની* ગુરજે ખોરહે અવજાઇઅદ* પાક અસપંદારમદ અમેશાસપંદ બેરેસાદ***

**અજ હમા ગુનાહ પતેત પશેમાનુમ* અજ હરવસતીન દુશમત* દુજુખત* દુજુઅરેશત* મેમ પ ગેથી મનીદ* ઉઈમ ગોફત* ઉઈન કરદ* ઉઈમ જસત* ઉઈમ બુન બુદ ઇસતેદ* અજાં ગુનાહ મનશની* ગવશની* કુનશની* તની રવાંની* ગેથી મીનોઆંની* ઉખે અવાખશ પશેમાન પ સે ગવશનિ પ પતેત હોમ* ખશનોથર અહુરહે મજદાઉ* તરોએદીતે અંઘર હે મેનીઓશ હેથીઆ વરશતાંમ હીઅદ વસનાં ફરશોતેમેમ સતોમેઅશેમ* અશેમવોહુ ૯ ફરવરાને માજદીઅસનો જરથુશતરેશ* વીદેવો અહુરહે દકેશો***

( જે ગેહે હોય તે પઢે ) **ફરસસતીએચ* સપેંતીઆઉ વંઘોહીઆઉ આરમેતોઇશ* રાતીઆઉ વંઘોહીઆઉ* વોઉરો દોઇથરીઆઉ* માજદદાતીઆઓ ખશનોથર ઇઅસનાઇચવહમાખશનોથરાએચ મરદુમ ફરસસતીઇચ* ઇઅથા અહુ વેરીઓ જોતા ફરાગે મ રૂતે* અથા રતુશ અશાદચીદ હચ ફરા અશુઅ વીદુઆઉ મરોતુ* સ પેંતામ વંઘોહીમ આરમેતીમ ઇઅજમેદે* રાતાંમ વંઘોહિમ* વોઉરૂ દોઇથરાંમ મજદદાતાંમ અશોનીમ ઇઅજમેદે*** ( એ મુજબ બાજ લેવા પછી નીચલી નીરંગ બાજમાં પઢે )

**"માહે અસપંદારમદ રોજે અસપંદારમદ* રોજે અસપંદારમદ માહે અસપંદારમદ* અસપંદારમદ માહા અસપંદારમદ રોજ* બસતે* જેહેર વશ જફરે હમા ખસફતરાંન* પનાંમે નીરૂઇ તગ ફરેદુન* ઇઆઇરેશ વનનતસતર અહુરમજદ દાદ* ગોઆફરગાંન રવા બાદ* ઇદુન બાદ* અશેમ બેશાજ બાદ* જનેમ અવજનેમ ગુનાહ ગુજારશને* કેરકે રવાંને દુશામરા*** ( પરગટ પઢે ) **ઇઅથા અહુ વેરીઓ (૧)"**

( એ 'ઇઅથા અહુ વેરીઓ'ની 'શીઓથેનનાંમ' પઢતાં છુરીએ કરી રેતી તલે ઉપર કરવી. એ મુજબ સાત વખત નીરંગ પઢવી અને સાત વખત રતી તલે ઉપર કરવી પછી બાજમાંજ પઢવું.

**અહુરમજદ ખોદાઈ અવજુનીએ મરદુમ* મરદુમ સરદગાંન* હમા સરદગાંન હમબાઇઅસતે બેહાંન ગુર્મ બેહદીન માજદિઅસનાન* આગાહિ* આસતુઆની* નેકી રસાનાદ* ઈદુન બાદ* ( પરગટ પઢે ) ઇઅથા અહુ વેરીઓ (૨) ઇઅસનેમચ* વહમેમચ* ઓજસચ જવ-રેચ* આફરીનામે* સપેંતીઆ ુ વંઘોહીઆ ુ આરમેતોઈશ રાતીઆ-ુ વંઘોહીઆ ુ* વેાુરો-દોઈથરીઆ ુ* મજદદાતીઆ ુ અશોનીઆ-ુ* અશેમ વોહુ (૧)**

**અહમાઈ રેશચ*–હજંઘરેમ*–જસમે*–કેરબા મુજદ*–અશેમવોહુ (૧.)**

---

## હરેક આસામીએ પોતાનું ધારેલું કામ યા

### અનેક પ્રકારની ખબર મેળવવાના બાબમાં*

બુલંદ બક્ષેશના ખાવીંદ રેહેમી અહુરમજદે કુલ આલમ, અને તમામ પેદાયસો સરજી, ખાકી ઇનશાનોને આ ફાંની જહાંનમાં હસ્તી આપી પોતાની બોહોળી કુદરતની ઘણીક નેક ઇચ્છાઓ તેઓમાં ઉતપન કરી તેમાં આદમ જાતને આ દુન્યામાં પોતાનું ધાર્યું કામ યા અનેક પ્રકારની નેક ઇચ્છા બાબે પોતે જાણીતું થવું, એ ખાયશ પણ વિષેશ દરજ્જે ભોગવે છે. અને બુલંદ બેહેતર સર્વથી શ્રેષ્ટ પાક રાશતીરાશ દીનમાં તે બાબે ભણતર ક્રિયા વિગેરે અસલથી ચાલતા આવેલા રિવાજ મુજબ જાહેર છે પણ જો પવિત્રાઇથી તે પર અમલ કરવામાં આવે, તો બેશક કોઇ પણ આસામી પોતાનો ધારેલી ઇચ્છા બાબે પાક ખુદાવંદ તરફથી પોતાને લગતી ખબર મેળવી શકે, એક વખત એક આસામી એક સવાલ પુછે તો તેનો જવાબ કદાચ 'ના' મલે અને પછી થોડે વખતે યા થોડે દીવસે પાછું તે બાબે પુછતાં જવાબ 'હા' મલે તો એમ નહિ સમજવું કે એ ક્રિયા ભણતર વિગેરે ખોટું છે. પણ જે વખતે જે ચીજ બાબે આપણે સવાલ કર્યો તે વખતે તે ચીજ જે હાલતમાં હોય તેવો જવાબ મલે છે. વળી ખુદ ધ્યાનમાં રાખવું જોઇ-એ કે ક્રિયા કરતી વખતે 'ગેહે' એકજ રાખવી 'ગેહે' બદલવાનો વખત થવા આવ્યો હોય અને પોતાને વધુ વખત એ ક્રિયા કરતાં થનાર હોય તો 'ગેહે' બદલાયા બાદ ક્રિયા કરવી, અને જે ગેહેમાં બાજ લેવી તેજ ગેહેમાં પાછી મુકવી. ઉશેન ગેહેમાં ને હાસબાંમ ગેહમે ચોપરી ફેરવી જવાબ માગવા વાર શેમ કે બંશપતવારની પાછલી રાતે ચાર વાગે રાશતી-રાશના જવાબ મલશે.

અગર હરકોઇ આસામી બાનુ યા બચ્ચું કોઇબી પોતાના ધારેલા કામની, યા અનેક પ્રકારની ખબર મેળવ્યા ઇચ્છે, તો પ્રથમ એ આસામીઓએ સરવેરથી તન પાક કરી (માથાવેરથી નાહીને) પવિત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી પાક 'અરદીબેહેશત પાદ-દસાહ બાજ લઇને ખપ જેટલી જમીન સ્વચ્છ પાણીથી પાક કરી ત્યાં 'આતશ' નું

૧ (આતશ આફરગાન્યામાં યા બીજા કોઇ વાસણમાં લઇને) પેહેલી ઘીની બત્તિ કરવી.

પછી નાહાની ભણવાની ચોપડી લઇને હોમએશમાં ચાવી (કુંચી) જેમ કળમાં મુકએ તે મુજબ મુકવી, અને પછી કુસ્તી જેમ આપણે કમ્મર પર બાંધેચ તે મુજબ તે કેતાબ કે જેમાં ચાવી મુકી છે તેનીપર ૧૧ અશેમવહુ ભને પઢતાં લપેટવી, ( કમ્મર પર કુસ્તીના ત્રણ આંટા આવેચ પણ કેતાબ નાહાની તેથી વધુ આંટા આવે તો કસી હરકત નહિ. )

'અશેમ વોહુ' ૧૧ પઢતાં પાછલા બે ગાંઠ કેતાબની પીઠે કુસ્તીનાં લરથી બાંધવા. જવાબ અરઢા કલાકમે પુછીને ઉઠી જવું. વધુવાર હવાઓને રોકવી નહિ.

૧. કેતાબ; ૨. ચાવી; ૩. કુસ્તીના આગલા ગાંઠ; ૪. કુસ્તીના પાછલા ગાંઠ; ૫. અને ૬. કેતાબ પકડનાર આંસામીના હાથ; ૭. કુસ્તી.

ઉપર જણાવ્યા મુજબ જે ક્રિયા પવિત્રાઇથી કરવામાં આવશે તો 'બુલંદીના ખાવીંદ'ની મદદથી પોતાની ધારેલી નેમ માટે પકી ખબર મેળવી શકશે. આગળ જણાવ્યા મુજબ કેતાબપર કુસ્તી બાંધ્યા બાદ બે આસામીઓ કે જેઓએ સરવેરથી તન પાક કર્યું છે, તેઓએ કેતાબ ( આ પુસ્તકમાં નમુનો બતાવ્યા મુજબ ) પકડવી અને આતશપર શુખર ખુશબો મુકી પોતાની ધારેલી મુરાદના જવાબ બાબે સવાલ પુછવો. કે "પાક રાશતીરાશ પાદશાહ કુલ આલમના પેદા કરનાર પેદર રેહેમી અહુરમજદનો પેદા કરેલો હું ખાકી બંદો મારી (ફલાની એ જગોએ જે મુરાદ ચાહી હોય તે બોલવી ) મુરાદ બાબે સવાલ પુછવા વીનંતી કરૂંચ, ખરોજ જવાબ વળનાર હોય તો આ કેતાબ સવરી ફરે, ખરો જવાબ મળે તો દાદગર દાદાર અહુરમજદનાં ધ્યઅજશની જશન સાથે દરૂન કરીશ.

પોતે ખુદ પવિત્રાઇ અને પાકી હોશીયારીથી પોતાના પેદા કરનાર તરફ યકીન રાખીને ઉપર જણાવ્યા મુજબ ક્રિયા કરી હશે તો તુરત કેતાબ સવરી ( ઘંટીની માફક ) પોતાની મેળે ફરશે. અને જો ખાતરી કરવી હોય કે પોતાનો જવાબ ખરો વળે છે કે નહિ તો તેજ સવાલ બે વાર પુછવો. જો એકજ જવાબ આવે તો પોતાને ખરો જવાબ મલેલો સમજવો. કેતાબ સવરી નહિં ફરતાં અવરી ફરે તો ખોટો જવાબ જાણવો. પણ તદ્દન ફરેજ નહિ તો તે બાબદ મુકરર નથી એમ સમજવું અને બહુજ ધીરેથી કેતાબ ફરતી હોય તો પોતાનું ધારેલું પાર પાડતાં કેટલો વિલંબ છે તે વખત પુછવો. જવાબ મળે તે સઘળો આધાર ક્રિયા કરનારની પાકીજગી, સુધરાઇ, સફાઇ, અને સવાલ પુછવાની હોશીયારી પર છે.

મશ્કરી કરનાર અને ધર્મ બાબદો વગોવનાર યા જાહેરમાં ધાર્મીક રીત બતાવી બાતેનમાં ધર્મ તરફ ધિક્કાર રાખનાર આસામીઓએ એ બાબદથી દુરજ રહેવું ન તો નાહકનાં પોતાને દુઃખમાં લાવી મેલશે. વળી એટલું પણ જરૂર યાદ રાખવું જોઇએ કે જ્યારે બી એ ક્રિયા કર્યામાં આવે ત્યારે દરેક આસામીએ પોતે ખુદાસેજ ધ્યાન મેળવ્યું હોય અને ખુદ બંદગીમાંજ રોકાયા હોય તે મુજબ બાજ ધરી બીજાસે બોલવું નહિ, અને કદાચ બોલવું પડે તો બાજમાંજ વાત કરવી. જ્યારે એ ક્રિયા કરવામાં આવે ત્યારે કોઇ પણ આભરછટ આસામી, યા દુરવંદ, માસીક માંદગીવાળી યા સુવાવડી બાનુઓ વિગેરેને ત્યાંથી દુર રાખવાં. શોરબકોર, ઠોકવું, અફારવું, કંકાસ, દુરાચરણુ વિગેરે જ્યારે ક્રિયા થતી હોય તેટલો વખત નહિંજ થવું જોઇએ.

પોતાની મુરાદ બાબે જવાબ ખરો મળ્યાની ખાતરી થાય તો જે ક્રિયા અને આરાધના 'અરદીબેહેશત પાહાદસાહા' ને નામે કરવા કહી હોય તે તુરત કરવી.

( તાવીજો પંનજેતનની હવાથી છે તેથી ખુદરતે લીધાં નથી )

## હરેક ઠેકાણે આબરૂ ઈજત વધુ ચાહવાના બાબમાં

પાકી હોશીઆરીથી કુસ્તી પાદીઆબ કરી સરોશ અશોની બાજ લઈને નીચલા કલાંમ લખીને પાસે રાખે તો મોટાંઓમાં આબરૂ વધે.

'ઝંદ કલામ'

[illegible]
[illegible]
[illegible]
[illegible]
[illegible]
[illegible]
[illegible]
[illegible]

## ખ્વાબમાં બીહુ હોય તેની બાબમાં.

જો કોઈ બી બાલક યા ઉમરે પુગતું આસામી ખ્વાબમાં બીહુ હોયતો પાકી હોશીઆરીથી અને તન પાક કરી કુસ્તી કરી અરદીબેહેસ્ત પાદશાહની બાજ લઈ નીચલા કલામ લખીને પાસે રાખે તો ઈજદાંની યારીથી ધાસ્તી ટળશે.

'કલામ'

[illegible]
[illegible]

# ઉપાય બીજો

અગર ને કોઈબી શખસને એવો ડરામનો ખ્વાબ આવ્યો હોય કે તેનું દીલ હમેશાં દેહેશત ભરેલું રહેતું હોય તો પાકી હોશીયારીથી કુસ્તી પાદીઆબ કરી પવિત્રાઈથી 'અરદીબેહેસ્ત' પાદશાહની બાજ લઈને નીચલા કલામ લખીને તેને બાંધે તો ખ્વાબની બીક મટી જશે.

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

※ [illegible]

## બાળકનો જનમ આપતાં કોઈ બાનુ કશતાતી
### હોય તેનો છુટકારો કરવાના બાબમાં.

પરહેજગારીથી કુસ્તી કરી બાજ 'અરદીબેહેસ્ત પાદશાહ'ની લઈને નીચલા કલામો પાકીજગીથી લખીને તે ચીઠી બચ્ચાંનો જન્મ આપતાં કસતાતી બાનુને ધોઈને પાય તો ઈઅજદાંની યારીથી તે બાનુનો છુટકારો થાય.

[illegible]

※ [illegible]

# ઊપાય બીજો.

કશતાતી બાનુને 'કમલનુ ફુલ' ગળામાં પેહેરવ્યાથી પણ તે બાનુનો છુટકારો જલદી થાયછે. આ ફુલનુ જોર કમી થઈને તે બાનુનાં શરીરમાં દુ:ખ ખમવાની તાકાદી રહેછે, અને જીવ જોખમ નહિ બનતાં જીવમાં શાતી વળેછે.

# પોતાના ફરજંદોનું અને પોતાનુ સુખ

## તથા તંનદરોસતી ચાહવાના બાબમાં.

જ્યારે કોઈ આસામીએ પોતાનાં ફરજંદો, અને પોતાનું સુખ ચાહવા મારે પવિત્રાઈથી કુસ્તી કરી અરદીબેહેસ્ત અમેશાસપંદની બાજ લઈ પરેજગારીથી નીચલા કલામો પઢવાં.

"કલામ"

"ઈઆ રધહીઇન સરૂ અંધા વહેશતાદ શીગ્નોયનાદ મરેતાનો ફુબેયોમનદાનુ ચાકા વરોદ ઈઓઇગેનુશ મોરેદાન ઉરૂ આખશ ઉખતી જીનુ ઈઆઇશ ગરેહમા અશાદ વરતા ઈઆસચા વા મશ ઈઅજતે દરૂજસ્યા પેરેમતોઈસચા શીનુમાંમ એઓ દેબેતાના ઈઆઇશ ફમસરૂહુમ બુમીઆનુ હુપતેથે!"

કોઈ પણ આસામીને જો એ કલામ લખીને પાસે રાખવાની મરજી હોય તો તેઓએ નીચે લખેલા કલામ મુજબ લખી પાસે રાખવુ

"કલામ"

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

※ [illegible]

# ખુદ પોતાનું સુખ ચાહવા બાબમાં.

બેહ દીનનાં પાળનાર હરકોઈ આસામીએ પોતાનું સુખ ચાહવા માટે પવીત્રાઈથી પાક સરોશની અશોની બાજ લઈ પરહેજગારીથી નીચલા કલામો પઢવા.

'કલામ'

"અઈ ઈ ઝુમ દેહુઆ વીસપા ઈધો ગફરાં મનંધો સતા ચેથરેમ ઉંઅસના વામશ ઈઅજતે."

કોઈ પણ આસામીને એ કલામ બંધી પાસે રાખવાનો ઈરાદો હોય તો તેને નીચે લખેલા કલામ મુજબ લખી પાસે રાખવું ઈજદાંની યારીથી ફાયદો પામે.

"કલામ"

[illegible]

[illegible]

※ [illegible]

## હરેક પ્રકારની બલા, ભુત, પલીદી, જાદુ વિગેરે દફે કરવાના બાબમાં.

જે કોઈબી આસામીપર ભુત, પલીદી અને જાદુની અસર થઈ હોય તો તે દફે કરવા પવિત્રાઈ અને પાકી હોશીયારીથી પાક અરદા બેહેશત પાદશાહની બાજ લઈને નીચલા કલામ લખીને જે આસામીપર ભુત, પલીદી, જાદુ, બલા, વિગેરે અસર થઈ હોય તેને ડાબા હાથની બાજુએ બાંધે તો કીરતારની બક્ષેશથી બલા દફે થશે.

'કલામ'

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

# ઉપાય બીજો.

પારસી હોરીયારીથી સરોશ અશોની બાજ લઈને નીચલા કલામ લખી પાસે રાખે તો હરેક પ્રકારની બલા દફે થાય.

"કલામ"

[illegible]
[illegible]
[illegible]
[illegible]
[illegible]
[illegible]
[illegible]
[illegible]
[illegible]
[illegible]
[illegible]

## કોઈ પણ ઘરમાંની યા જગ્યામાની બલા

### યા દેવ, જાદુઈ, દફે કરવાના બાબમાં.

કોઈબી ઘર અથવા જગ્યા કે જ્યાં જીવતાળાં પ્રાણીઓ જેવાંકે આદમ જાત તથા ઉંચ્ચોની જાનવરોનો વસવાત હોય પણ ત્યા દુષ્ટ ધનામીનોથી ઉત્પન્ન થયેલી હરકોઈ બલાનો ડર ત્યાં વસનારાંઓને લાગે તો પવિત્ર ઈથી કુસ્તી પાદીઆબ કરી પાક "અરદીબહેસ્ત પાદશાહ" ની બાજ લઈ ને નીચલી પેહેલવીની નીરંગ બાલ શાહીથી લખીને રોજ ૧૫ ગો અસપંદાર મદ, માહ ૧૨ મો અસપંદારમદ ને દીને જ ઘરને દરવાજે ચોહોરવી, પણ તે પહેલાં અગત હોય તો દરેક માહનાં 'અસપંદારમદ' રોજે લખવી.

'નીરંગ પેહેલવીની.'

[illegible]
[illegible]
[illegible]

[illegible]

ઉપલી નીરંગ 'અશેમ વોહુ' સુધ્ધાં લખીછે. તે ઉપર જણાવ્યા મુજબ બાજ ધરીને લખવી અને આ કેતાબ પાછલ 'હોમ'ની બાજ મુકવાની ફુરમાવી છે તે પઢવી અને નીરંગ ઉપયોગમાં લેવી. પહેલાં રેતી ઈજવાની નીરંગ કશીઘર માં છાંટી હોય અને પછી પહેલવીની નીરંગ કરે તો વધુ ફાયદો પામે.

## નીરંગ દરેક ઉપ્યોગી જનાવરની.

કોઈબી ઉપ્યોગી જનાવરને કંઈબી પ્રકારની હરકત નડે તો પયિગ્રાઈ યી અરદીબેહેશ્ત અમેશાસ્પંદની બાજ લઈને નીચલી નીરંગ કે જે અનેક દર્દના ઉપાય માટે અકસીરછે તે હોશીઆરીથી બનાવી, ધોઈને પાવી. ઈજદાં ના ફોકમથી ફાયદો મળશે.

"નીરંગ"

[illegible]

ઉપર લખેલી નીરંગ પાવા આગમચ તે નીરંગ પીનાર જનાવરને પાણ ને નહવાડી તન પાક કરવામાં આવશે તો ઈઅજદાંના ફોકમથી જલદી ફાયદો મળશે. એ નીરંગ તે જનાવરને પાવા બાદ તેના તન પરથી "કુલ બલા દફે શવદ" ની નીરંગ આઠ વખત (જે આય પુસ્તકમાં તાવની-

નીરંગમાં આપેલી છે તે) પઢનાં પૌ(ળી) કરવી અને "કુ સેકનમ"ની નીરંગ (એ નીરંગ પણ ઉપલી નીરંગની સાથે આપેલી છે) સાત વખત પઢતાં આતશ પર 'બોય' (બાલવાની) મુકી તેની ધુપ પણ સાથે કરવી. તો સર્વે કુદરત, અથવા બલા દફે થશે.

કેતાબપર કુસ્તી બાંધવાની અને પકડવાની રીત નીચે મુજબ બતાવી છે.




ધી ફાઈન આર્ટ લીથો પ્રેસમાં. નરીમાન સોરાબજીએ છાપ્યું.

ખુદરત શશતીશશ તેમની અશોસકતીઓ અંમર ને આબાદ રેજો.

## ખોરદે અવશતાએ શેહેનશાહી ખુલાશાના શાર શાતે અને ઉપીયોગી નીરંગો.

**એ ચોપરીનાં આગલથી ગરાકો થનારાં અશો નરનારીઓ નેક જીવો કુતુંમ સહીત સુખી રહો, નેક દુવા આમીન હોજો.**

---

### અમદાવાદ.

| | નકલ |
|---|---|
| રૂશતમજી એદલજી ફનીબંદા. | ૧ |
| નાનાભાઈ મંનચેરજી લીમડીનાં. | ૧ |
| મીનોચેર એદલજી મેહેરજી. | ૧ |
| એરચશાહ પીરોજશાહ ભરૂચા | ૩ |
| જીજીભાઈ હોરમંશજી કુંડી. | ૩ |
| શોહરાબશાહ રતનજી વાહાદીયા. | ૧ |
| શોહરાબશાહ પેસ્તનજી ગતીનાં. | ૧ |
| હોરમસજી એદલજી કારપીતીયા. | ૧ |
| શીરીનબાઈ જહાંગીરજી મેહેતા. | ૧ |
| દીનશાહજી હીરજીભાઈ હારવઈદ. | ૧ |
| શુનાંબાઇ બમનજી ચોકશી. | ૨ |
| દારબશાહ દીનશાહ વાનીયા. | ૧ |
| શોરાબજી જાંમાંશપજી હવલદાર. | ૧ |
| મીસ જરબાઈ શાપુરજી શેઠનાં લાલ દરવાજે જોન શાહેબની બંગલીમે અમદાવાદ. | ૪ |

( એ ચાર ચોપરીઓ કરાંચી મોકલવી )

| | |
|---|---|
| નરીમાન સોરાબજી વજીફદાર. | ૧ |

### મુંબાઇ.

| | નકલો. |
|---|---|
| માનેકજી જમશેદજી લીપતંન. | ૧૦ |
| ભીખાઈજી બેહેરામજી નરીમાન. | ૫ |
| પીરોજબાઇ પાલનજી પ્રીન્ટર. | ૫ |
| આઈમાએ રૂશતમજી પાંડેલ. | ૧ |
| બેહેરામજી ખરશેદજી ફરામરોજ. | ૧ |
| દાદાભાઇ કાવશજી મીસત્રી. | ૧ |
| દાદીબા જાહાંગીરજી ઇછાપોરીયા. | ૨ |
| બમનજી પેસ્તનજી દુબારા. | ૧ |
| બમંનજી ખરશેદજી સુરતી. | ૧ |
| ખરશેદજી મંનચેરજી ભેસાંનીયા | ૧ |
| કે. શી. કોટવાલ. | ૧ |
| હોરમસજી રૂશતમજી ભરદા. | ૧ |
| બેજનજી એદલજી. | ૧ |
| પીરોજશાહ એદલજી શદરી. | ૧ |
| મીસ ફ્રેની રૂશતમજી પ્રીન્ટર. | ૧ |
| જાલભાઇ હોરમસજી વાડીયા. | ૧ |
| મોબેદ એદલજી બરજોરજી દાજીનાં. | ૧ |
| પી. કરાંની કું. | ૧ |
| ફરાંમરોજ હોરમસજી અંકલેશરીયા. | ૧ |
| નંવાજબાઇ માંનેકજી મેહેતા. | ૧ |
| રૂશતમજી હોરમશજી શીલીયુ. | ૧ |
| બમનશાહ નવરોજજી બેપતીસી. | ૧ |
| જરબાંનું ખરશેદજી બીલીમોરીયા. | ૧ |
| હીરજીભાઇ અરદેશર એનજીનીયર. | ૧ |
| ભીખાજી શોરાબજી શરકારી. | ૧ |
| મેહેરબાઈ દીનશાહજી ભગટ. | ૧ |
| જાઇજી રૂશતમજી માશતર. | ૧ |
| કુંવરજી નવરોજજી મેહેતા. | ૧ |
| બી. પાલનજી એનજીનીયર. | ૧ |
| ફરામજી કાવશજી કુપર. | ૧ |
| કેખશરૂ બેહેરામજી મેહેતા. | ૧ |
| ભીખાઈજી ફરાંમજી એનજીનીયર. | ૧ |
| શોરાબજી જમશેદજી દારૂવાલા. | ૧ |

